## લાકડી અને વાંસો

શ્રી હરિપ્રસાદ વ્યાસે મારી આ વાર્તા લખી નાખી, અને વળી પાછા મારી પાસે નાંદિ લખાવવા આવ્યા–એને તે શું કહીએ? મારી જ લાકડી ને મારો જ વાંસો!

પણ શ્રી હરિપ્રસાદ એવા
ગુલા
ને
વાંસે
કેમ
કાંડ
જેટ
બર
પણ
સં
મા
ઝી
ઉપ



એમના કેટકેટલા ૨) રૂા. હું ખાઈ ગયો છું! હું પંડને ભૂલી ગયો તેમ એઓ એ વાત સહેલાઈથી ભૂલી ગયા છે તે માટે હું ધન્યવાદ આપું છું–પંડને અને એમને.

[ સાંધણુ સામેની પાંખે ]

પરિમલ ગ્રંથાવલિ . ૭

# લંબોદર શર્મા



શ્રી હરિપ્રસાદ વ્યાસ



ગાંડીવ સાહિત્ય મંદિર : સુરત

મુદ્રક : પ્રકાશક :
નટવર મૂ. વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર વતી—
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયે ચકલે, સુરત.






આવૃત્તિ પહેલી
સંવત ૨૦૦૧
સને ૧૯૪૪
કિંમત ૨–૪–૦

આખી દુનિયામાં સૌથી મોટી ને લાંબામાં લાંબી મૂછોવાળો મહાનર* જે પ્રજામાં ઉત્પન્ન થયો, તે જગમશહૂર ગુર્જર પ્રજાને રોજબરોજ વધારે સુકાતી ને સૂકલકડી બનતી જતી જોઈ મારે આ લંબોદર શર્માનું અર્જનસર્જન કરવું પડયું છે, જેથી તેમના અનુકરણ રૂપે નહિ તો તેમનાં પરાક્રમો માણીને પણ ગુર્જરો પાંચ પાંચ મણીઆ બની શકે.

આપણા બાપદાદા ઘીદૂધની રેલમછેલમાં ઝબકોળાતા ને લાખો મણ ઘીનો હોમ પણ કરતા. તેને ઠેકાણે અત્યારે રોજ આઠેક તોલા ચોખા ને પોણા ત્રેવીસ તોલા ઘઉં વડે પેટ ભરવાનું આપણે માથે આવી પડયું છે; તેને લીધે પણ આપણાં શરીર પીંછાહરીફ બનવા લાગ્યાં છે. છેલ્લા એક વાવાઝોડામાં બે જણ તો ખરેખર પવનથી ઊડી પડેલા જાણ્યા તેથી માત્ર બે રૂપિયા ખરચીને વજન વધારી શકાય, જ્યારે જોઇએ ત્યારે ફરી ફરીને વધારી શકાય, એવી પૌષ્ટિક મીઠાઇનું આ અખપાતર હું પકડી લાવ્યો છું. એને દ્રૌપદી પાસેથી મેળવવામાં શી શી વિટંબણા પડી છે તે તો મારું મન જ જાણે છે. આખરે દ્રૌપદીને અશ્વત્થામાનું નામ દઈ ડરાવ્યાં ત્યારે જ એ મળી શકયું છે; એટલે એમાં એમનો બહુ આભાર માનવા જેવું નથી. માનવો હોય તેટલો મારો માનવો.

એમ તો શ્રી રમણલાલ વસંતલાલ દેશાઇએ પણ હૃદય-નાથમાં લંબોદર શર્માનું પ્ર–કરણ કર્યું છે, પ એમાં એમનો હેતુ લોકોને રડાવવા–ગમગીન કરવાનો જ મા[illegible] પડયો છે. એવું

---

* દેશર બાપા, જેનું વિવરણ 'શારદા'માં આવ્યુ હતું.

અપકૃત્ય હું તો કદી ન જ કરું.

એટલે લંબોદર શર્માં **અનુ**-કરણ હોય કે **પ્ર**-કરણ હોય તેની દરકાર કર્યા વિના મેં તો સૌને હસાવવા-જાડા કરવાનો ને તેમ કરી ચિત્રગુપ્તને ચોપડે ઝામ્યા જવાનો જ રવૈયો રાખ્યો છે ને પાળ્યો છે.

કોઇકને આ લંબોદર શર્માની દુંદમાં જહોન બુલની દુંદનો ખ્યાલ આવે એ મને સંભવિત લાગે છે, પણ તે પરથી હું પકડાઇ જાઉં એવો ભય મને લાગતો નથી. અપહરણજ્ઞસૂરી વિદ્યાના નિષ્ણાતોને એમાંથી પોતાની બેકારી માટે ઉપાય જડતો હોય તો ભલે તેઓ જાંઘ ઠોકી મંડી પડે. સાત પેઢીએ પણ એમનો પત્તો લાગવાનો નથી.

મ્હેં૦ કરી આ વિષયમાં કોઇએ મારી ખાનગી મુલાકાત માંગવી નહિ, લેવી નહિ ને એકે સવાલ પૂછવો નહિ. નહિ તો–

–હું છું, ને તે છે!

??ક

## પ્રકરણ ૧લું

## કોઈ તો ધીરો !

"કેમ, તમે બધા બહાર જાઓ છો ?" લંબોદર શર્મા પોતાના સહાધ્યાયી મિ. શાહની રૂમમાં ડોકિયું કરતા બોલ્યા. શાહ, પટેલ અને મડગાંવકર ત્યાં જ હતા. પટેલ હાથ ઉપર રૂમાલ ભેરવી નાહવા જવાની તૈયાર કરતો હતો ને શાહ પોતાની ટ્રંકમાંથી નવું પાટલૂન ખોળતો હતો. શર્માએ પોતાના મોટા ચશ્માામાંથી તેમના તરફ ગોળ ગોળ ડોળા ફેરવવા માંડયા.

શાહે જવાબ આપ્યો: "ના."

"તમારી સાથે આવવામાં મને વાંધો નથી." જાણે શાહનો જવાબ જ ન સાંભળ્યો હોય તેવો દેખાવ કરી શર્માએ આગળ આવતાં કહ્યું: "આજે મારે કંઇ ખાસ કામ નથી. મારો એક મિત્ર પોતાની મોટરમાં મને અહીં હોસ્ટેલમાં મળવા આવવાનો હતો, પણ કંઈ આવ્યો નહિ એટલે—"

"કપાળ તારું !"

"સાચું, તારા સમ પટેલ, હું—"

"જો, સાંભળ" શાહ બોલ્યો: "અમે તો આજે સાબરમતીમાં નાહવા જવાનો વિચાર રાખ્યો છે. તું ધારતો હોય કે અમે લક્ષ્મીનિવાસ હોટલમાં ઊપડવાના છીએ તો તારી ભૂલ થાય છે. આજે ચાપાણી થવાનાં જ નથી ! માટે આપ પાછા પધારો."

શર્મા બાઘા જેવો શાહ સામે જોઈ રહ્યો અને પછી બીજાઓ તરફ ફરી તેણે પ્રશ્ન કર્યો: "તમે બધા નાહવા જાઓ છો ?"

"હા."

"ત્યારે તમારામાંથી કોઈ આજે દોઢિયાં ખરચવાનું તો નથી જ ને ?"

"કોઇ પણ નહિ."

"એમ ? ત્યારે તો તમારામાંથી કોઈ એક જણ મને પાંચેક રૂપિયા ઉછીના આપશે જ એવી આશા રાખું છું. મારું મનીઑર્ડર આજે આવવાનું હતું પણ આવ્યું નહિ, એટલે કાલે તો જરૂર આવવું જોઈએ. મનીઑર્ડર આવશે કે તરત રૂપિયા પાછા આપી દઈશ."

"લે, હવે જાય છે અહીંથી ?"

"જો ફક્ત પાંચ રૂપિયા—"

"તારે મગજમારી જ કરાવવી છે ?" પટેલે ઊભા થઈ બાંયો ચઢાવતાં, ગોળમટોળ શર્માજીની તરફ આગળ વધતાં કહ્યું. શર્માજીને પોતાની ફાંદની સલામતી ભયમાં લાગી એટલે સમય વર્તીને તેઓ ઝટ બે ડગલાં પાછળ હઠી ગયા.

પટેલે જાણ્યું કે એ જાડીઓ હવે રસ્તે પડી જશે, એટલે તે પાછો ફર્યો. પોતાની પાછળ કોઇ પડયું નથી એમ જોતાં જ શર્માજીએ ફુલેલા ગાલ ઉપર ગોઠવેલાં મોટાં ચશ્માવાળું પોતાનું મુખારવિંદ બારણામાં પાછું ડોકાવ્યું: "અરે મહેરબાનો !—"

પટેલ હવે ચીઢાયો. પાસે પડેલી હૉકી સ્ટીક તેણે હાથમાં લીધી કે તરત શર્માજી મોઢું પહોળું કરી ત્યાંથી સરક્યા.

"એ ભૂદેવ દહાડે દહાડે બગડતો જાય છે." પટેલે હૉકી સ્ટીક પાછી મૂકી દેતાં કહ્યું: "મનીઓર્ડરનું નામ લઈને વારાફરતી બધાને તો તેણે અનેક વાર છેતર્યા અને પાછો આજે એ જ યુક્તિ અજમાવવા આવ્યો!"

બધા ખડખડાટ હસી પડ્યા.

શાહ બોલ્યો: "એમ કહે ને, કે એ અહીંથી ટળ્યો!"

"હોઈ! હોઈ! એ પણ ફારચ ચાંગલા થયા." મડગાંવકરે કહ્યું: "શર્માજી ગયા તેથી મી તો બહુ જ રાજી થઇ છું."

"હલ્લો! કેમ, તૈયાર છો કે?" મહેતાએ ઓરડીમાં દાખલ થતાં પ્રશ્ન કર્યો.

"હા. અમે તૈયાર જ છીએ. ચાલો, ઊપડીશું?"

મહેતાએ સૂચના કરી: "હા. ચાલો ને! ફરતા ફરતા જવાશે."

સૌ તૈયાર થઈ ગયા. આ બધા તોફાની બારકસો જુનિયર બી. એ.માં ભણતા હતા અને રજા હોવાથી હોસ્ટેલમાં જ નાહી લેવાને બદલે સાબરમતી નદીમાં નાહવા જવા માટે તૈયાર થયા હતા. બહાર નીકળીને શાહે પોતાની રૂમ બંધ કરી. રૂમની બહાર પડાળીમાં જ શર્મા ઊભો ઊભો બધાની સામે જોયા કરતો હતો. બધા તેની પાસેથી પસાર થયા તેવો જ શર્મા કંઈ બોલવા જતો હતો, પણ કોઇએ તેની દરકાર કરી નહિ. તેને પડતો મૂકીને સૌ હસતા હસતા ચાલ્યા ગયા.

"જહાન્નમમાં જાઓ!" ભાગ્યે જ કોઈ સાંભળી શકે તેમ શર્માજી ઓચર્યા.

હવે તેણે બીજો દાવ અજમાવવાનો વિચાર કર્યો. છેક છેલ્લે ૧૪ નંબરની રૂમ હતી ત્યાં તે દડબડ દડબડ કરતો ગયો. એ રૂમ દલાલની હતી. દલાલ તેમની કૉલેજના છોકરાઓ તરફથી હમણાં જ પ્રગટ થવા માંડેલા "કર્મ" માસિકનો તંત્રી હતો. રજાનો દિવસ દલાલ પોતાના માસિક પાછળ જ ગાળે છે. એ શર્મા સારી રીતે જાણતો હતો.

શર્માજી મદગળતા માતંગની પેઠે ડોલતાડોલતા જ્યારે ગયા ત્યારે દલાલ કેટલાક અગત્યના લેખો વાંચવામાં રોકાયો હતો. શર્માજીનું શરીર ગોળમટોળ ફૂટબોલ જેવું, એટલે તેમનાથી એકદમ તો ચલાય જ નહિ. તેમને અગાઉ આ જ રૂમમાં જરા કડવો અનુભવ થએલો, એટલે પોતે પોતાનું ભારે શરીર લઈને જરૂર પડે તો નાસી શકે એટલું છેટું રાખીને તેઓશ્રી ઊભા રહ્યા અને પોતાના મોટા ચશ્માંમાંથી આંખોના ડોળા ગોળગોળ ફેરવી તેમણે કહ્યું: "દોસ્ત દલાલ—"

"હમણાં ચાલ્યો જા!"

"પણ દોસ્ત—"

"હું અત્યારે કામમાં છું."

"તું કહેતો હોય તો તને તારા કામમાં મદદ કરું. તું નકામી માથાકૂટ શા માટે કરે છે? હું એકલો જ ચારપાંચ સરસ લેખ તને લખી આપીશ, તે તું જુદે જુદે નામે પ્રસિદ્ધ કરજે. અગાઉ પણ મેં તને નહોતું કહ્યું કે લેખ જોઈએ તો મને કહેજે?"

"બહુ થયું હવે. તે દિવસે તો તું જૂના અંકોમાંથી તફડંચી કરી લાવ્યો હતો તે ભૂલી ગયો? એ તો ઠીક થયું કે એ લેખો અગાઉ મારા વાંચવામાં આવી ગયેલા એટલે હું તારી તફડંચી તરત પકડી શક્યો. હવે પધારો અહીંથી!"

"પણ....પણ...દલાલ...."

"જાય છે કે નહિ?"

"એમ શું કરે છે, દોસ્ત! વાત એમ છે કે મારું એક મનીઓર્ડર આવવાનું હતું તે આવ્યું નહિ અને હું જરા ભીડમાં આવી પડયો છું."

દલાલે ગુસ્સામાં ટેબલ ઉપરથી ખડીઓ લઇને શર્મા તરફ ફેંકયો, પણ શર્મા અગમચેતી વાપરીને બાજુએ ખસી ગયો. ખડીઆના ચૂરેચૂરા થઈ ગયા અને બધે શાહી શાહી થઈ ગઈ! તેણે દલાલ તરફ દૃષ્ટિ ફેંકી. દલાલ અત્યારે ક્રોધથી રાતોપીળો થઇ ગયો હતો એટલે બહુ થોભવામાં માલ નથી જાણી શર્મા ત્યાંથી પાછું જોયા વિના આગળ જ સરકી ગયો.

ત્યાંથી તેણે બીજી રૂમ પકડી. એ રૂમમાં મહેતા, મોદી અને વસાવડા રહેતા હતા. મહેતા તો નાહવા ઊપડયો હતો, પણ મોદી સ્કોલરશીપ માટે પ્રયત્ન કરતો હોવાથી ત્યાં વાંચ્યા કરતો હતો અને વસાવડા આરામખુરસીમાં લાંબા ટાંટિયા કરી પડયો હતો.

રૂમમાં ડોકિયું કરતાં શર્માએ કહ્યુ: "સાહેબજી!"

મોદીએ પોતાની ચોપડીમાંથી ઊંચું જોયું, એટલે શર્મા ધીમેથી તેની પાસે આવ્યો. મોદી એંગ્લો સેકૂસન ભાષા વાંચતો

હતો, કારણ કે તેમાં પાસ થાય તો તેને સ્કોલરશીપ મળે તેમ હતું.

"તું નકામો આની પાછળ તારો કીમતી વખત ગુમાવે છે." શર્માએ સલાહ આપી.

મોદી સહેજ હસ્યો.

તેણે કહ્યું: "એમાં નકામું કંઇ નથી, શર્મા!"

"હશે કદાચ." શર્માએ મૂળ વાત ઉપર આવતાં કહ્યું: "પણ જો ને, મોદી, વાત જાણે એમ છે કે મારું એક મની-ઓર્ડર આવવાનું હતું તે હજી આવ્યું નથી અને હું જરા મૂંઝાઈ ગયો છું. મને ત્રણચાર રૂપિયા ધીરી શકીશ?"

"દિલગીર છું." મોદીએ ડોકું ધુણાવ્યું.

"એક રૂપિયો આપ. વધારે નહિ."

"મારાથી નહિ બની શકે."

"તું એમ કહેવા માગે છે કે તારી પાસે એક રૂપિયો પણ નથી?" શર્માના અવાજમાં જરા તિરસ્કાર આવ્યો.

શર્માને અને મોદીને ઝાઝું બનતું ન હતું, પણ કામ કઢાવવું હોય ત્યારે શર્મા નરમ થઈ જતો. મોદી સ્વભાવે શાંત હતો પણ શર્મા તેને ચીઢાવે ત્યારે ઊકળી જતો. એકબે વાર તેના હાથનો સ્વાદ ચાખ્યા પછી શર્મા સંભાળીને જ વાત કરતો. શર્માનું કહેવું સાંભળી મોદી કંઈક ચીઢાયો.

"મારી પાસે એક કરતાં વધારે રૂપિયા છે. તારે શું કહેવું છે?"

"તો પછી મને એક રૂપિયો આપ."



ગુસ્સામાં દલાલે શર્મા તરફ ખડિયો ફેંક્યો !

"હું નહિ આપી શકું."

શર્મા જરા જોરથી બોલ્યો: "કેમ નહિ?"

"મારી પાસે લોકોને એમ ધીરવા માટે પૈસા નથી, સમજ્યો?"

"પણ મેં તને મનીઓર્ડરની-વાત તો સમજાવી. પછી શું વાંધો છે?"

"તે તારે જોવાનું નથી."

"એટલે?" શર્માએ ભવાં ચઢાવ્યાં.

"એટલે?" મોદીએ ચોપડી મૂકી દઈ ઊભા થતાં કહ્યું: "હજી એટલે એટલે કરે છે? ઊભો રહે. તને 'એટલે' સમજાવું છું."

મોદીને ઊભો થતો જોતાં જ શર્માના મોતિયા મરી ગયા. પોતાની ઉદ્ધતાઈથી જ્યારે બીજો માણસ તેના ઉપર ગુસ્સે થઈ જતો ત્યારે શર્મા તરત જ ગરીબડી ગાય જેવો બની જતો. એ તેની ખાસ ખૂબી હતી. મોદીને ઊભો થયેલો જોતાં જ શર્માજીએ તતપપ કરવા માંડયું.

"હેંહેંહેંહેં દોસ્ત મોદી, તું આમ તપી શું જાય છે? તને અપમાન લાગ્યું? એ તો ભાઈ, પૈસા ના હોય તેને સૌ સતાવે."

શર્માને એકાએક નરમ પડી ગએલો જોઈ મોદી પાછો બેસી ગયો. શર્માએ હવે આરામખુરસીમાં બેઠેલા વસવાડા તરફ પોતાનું નિશાન તાકયું.

"વસવાડા, માય ડીયર ફ્રેન્ડ!"

"રાડયું કાં પાડે બાપલા ?" વસાવડાએ ઊંઘથી ઘેરાયલાં નેત્રો ખોલી પ્રશ્ન કર્યો.

"તારી પાસે કંઈ છે ?" શર્માએ આંગળી ઉપર રૂપિયો ખખડાવતો હોય તેવો દેખાવ કરી પૂછ્યું.

"ના રે, ભાઈ !"

"હું જરા સંકડામણમાં આવી પડયો છું, દોસ્ત ! મારું મનીઓર્ડર આવવાનું હતું તે કંઈ અટકી પડયું લાગે છે. મને દસેક રૂપિયા ધીરી શકીશ ?"

"ના રે, ભાઈ !"

શર્માએ જરા નેત્ર તગતગાવ્યાં. વસાવડા ય આવા જવાબ આપશે એ તેણે એકદમ ધાર્યું ન હતું. તેણે ફરી પાસો ફેંકયો: "એમ છે ને વસાવડા, છેવટે બે રૂપિયા તો ગમે તેમ કરીને આપ."

"ના રે, ભાઈ !"

"હરામખોર !"

"ના રે, ભાઈ !"

"હેં હેં ! દોસ્ત વસાવડા, આમ વાયડો શું થાય છે ? કાલે મારું મનીઓર્ડર આવી જશે. ત્યાં સુધીમાં મને માત્ર બે રૂપિયા જોઈએ છે. જા ને ભાઈ, અડધો વ્યાજનો લેજે ! તને બેના અઢી પાછા આપીશ !" શર્માએ કોણીએ ગોળ ચળગાડી જોયો.

"ના રે, ભાઇ."

"મારો દોસ્ત નહિ ?"

"ના રે ભાઈ!"

"સા—! 'ઠિયાવાડી !"

હવે મોદીની ધીરજ ખૂટી ગઈ. તેણે ઊભા થઈને બારણું ઉઘાડી શર્મા સામે જોયું. પોતાને હવે બહાર સીધાવી જવાનું કહે છે તે શર્માજી સમજી ગયા. એક પળ પણ ત્યાં થોભ્યા વગર તેઓ ગજરાજની ચાલે બહાર નીકળી ગયા. થોડે દૂર ગયા પછી તેઓ પાછા વળી બરાડયાઃ "ગદ્ધાઓ!"



## પ્રકરણ ૨જું

### ઢોંગ

શર્માએ ચૂંચી આંખો કરી મૂગે મોઢે ચાલવા માંડયું. હોસ્ટેલની બહાર આવી તેણે આમતેમ નજર નાખી. થોડા વખત ઉપર જ તે જમ્યો હતો, પણ તેને પાછી ભૂખ લાગી હતી. ગમે તે વખતે એ ભાઈ સાહેબને ભૂખ લાગી શકતી. એમના વિશાળ ઉદરમાં ગમે તે વસ્તુ, ગમે તે ઋતુમાં અને ગમે તેવી સ્થિતિમાં જઇ પડતી અને ભઠ્ઠીમાં જેમ લોખંડ ઓગળી જાય તેમ હજમ થઇ જતી.

કોલેજની સામે જ ધર્મજના એક વૃદ્ધ પટેલે હોટલ ખોલી હતી. રણછોડ પટેલ બિચારા ભલા આદમી હતા, પણ તે ય ઉધાર ધીરી ધીરીને કંટાળી ગયા હતા. આખી હોસ્ટેલ શર્માજીના ઉધારિયાપણાથી હવે બરાબર માહિતગાર થઈ ગઈ

હતી. આજે રણછોડ પટેલની હોટલમાં ક્રીમ ક્રેકર બિસ્કુટના તાજા ડબા આવ્યા હતા, તે શર્માજીની દૃષ્ટિએ ચડયા હતા અને ત્યારથી તેમની દાઢ સળકી હતી. ખીસામાં તો 'પ્લેગ' ચાલતો હતો એટલે તેમણે પાછો પોતાનો અસલ નુસખો આજે અજમાવવા માંડયો હતો.

હોસ્ટેલ બહાર તેમને બીજા ત્રણચાર છોકરાઓ મળ્યા. તેમને પણ શર્માએ અજમાવી જોયા. ત્યાંથી શર્માજી આગળ વધ્યા. એટલામાં ઉપાધ્યાય, ઘોઘાણી અને ભટ્ટની ત્રિપુટી સામી મળી. ઉપાધ્યાય કસરતબાજ હતો, 'અખાડિયન' હતો અને તેને 'દાદા'નું બિરુદ પણ પ્રાપ્ત થયેલું. કોઇ તેની ઝાઝી છેડછાડ કરતું નહિ. છતાં શર્માને પેલાં બિસ્કુટ યાદ આવ્યાં એટલે તેનાથી રહેવાયું નહિ.

તે બોલ્યોઃ "સાહેબજી !"

ઉપાધ્યાય હસીને બોલ્યોઃ "હલ્લો ! કેમ છો ગણપતિદાદા ?"

"ઊંહ ! ઊંહ ! મારે—"

"એને જરા કસરત કરવાનો વિચાર હોય તેમ લાગે છે, જેથી એની આ ચરબી થોડી થોડી ઘટવા માંડે." ભટ્ટે બીજાઓની તરફ આંખથી ઈશારત કરતાં કહ્યું: "એટલે જ એ આપણી પાસે આવ્યો લાગે છે."

ઘોઘાણી બોલ્યોઃ "શાબાશ !"

શર્મા સમજી ગયો અને તરત જ તેણે દુમ દબાવીને દોડવા માંડયું. ગમ્મતને ખાતર ઉપાધ્યાય વગેરેએ તેની પાછળ દોડવાનો દેખાવ કર્યો. શર્માનું ગુડ્સ ટ્રેઈનનું એન્જિન ચાલુ

થઇ ગયું. એકાએક પાછળથી ત્રણ બૂટ આવીને તેમના પગ પાસે પછડાયા.

"બાપ રે ! મરી ગયો રે !" એન્જિનને થોભાવ્યા વિના જ શર્માએ આગળ દોડતાં બૂમ પાડી.

"લેતો જા !" સનનન કરતો બીજો બૂટ આવ્યો. ચશ્માને ઠીક કરતાં કરતાં શર્માજી હાથી દોડે તેમ આગળ દોડી ગયા, એટલે પેલા ત્રણ જણા હસતા હસતા પોતાના બૂટ પહેરી ચાલ્યા ગયા.

શર્માજીનું એન્જિન આગળ વધતું વધતું શાહ વગેરેની સાથે અથડાઈ પડયું. શાહ, પટેલ વગેરે કોઈની રૂમમાં વાતો કરવા બેઠા હતા. તે હજી હવે જ બહાર નીકળ્યા હતા, એટલે શર્માનો ધક્કો લાગતાં જ શાહ બરાડી ઊઠયો : "આંધળા ! સૂઝતું નથી ?"

"ઊંહ ! ઓહ ! મને....બચાવો !"

"શું થયું ?"

"પેલો ઉપાધ્યાય દાદો—ઓહ ! મને ખૂબ વાગ્યું છે ! ઓહ ! ઊંહ ! અરે ! હું બેભાન થઇ જઈશ. મને રણછોડની હોટલમાં લઇ જાઓ !" શર્માએ હવે ઊંહકારાટુંહકારા સાથે વેશ બરાબર ભજવવા માંડયો.

"હાહાહાહાહાહાહા !" બધા હસવા લાગ્યા.

"સાચું કહું છું. મને—"

શર્માની વાત સાંભળી બધાને ફરી હસવું આવ્યું. તેની વાત સાચી માનવાને કોઇ તૈયાર ન હતું.

"મારાથી ઊભા રહેવાતું નથી. હું—"

"ઊભા નથી રહેવાતું ત્યારે નીચે ચોંટ ને?" કહીને મહેતાએ તેના બન્ને ખભા પકડી તેને નીચે બેસાડયો.

"ઓ રે અલ્યા, મરી ગયો! તેં તો મારા ખભાના ગોટલા ચડાવી દીધા!"

શર્માને બૂમો પાડતો પડતો મૂકીને પેલાઓ હસતા હસતા ચાલ્યા ગયા. શર્મા હજી જમીન ઉપર જ બેઠેલો હતો, એટલામાં પેસી બન્ને હાથ પાટલૂનના ખીસામાં રાખી, સીટીમાં "ટુ ટીપરેરી"નું ગાયન વગાડતો વગાડતો આવી પહોંચ્યો.

"હલ્લો! કાંય દીકરી! આરામ લેવા બેઠોચ, સું?"

શર્માએ તેના તરફ ચૂંચી આંખો કરી જોવા માંડયું.

"મને....મને ઈજા થઈ છે. પેલા ઉપાધ્યાયે મારા ઉપર હુમલો કરી મને મુક્કા લગાવ્યા! હું કંઈ ચહાબહા નહિ પીઉં તો કદાચ માંદો પડી જઈશ! દોસ્ત, મને જરા પેલા રણછોડની હોટલ સુધી લઈ જા ને?"

"સું, ટાંટિયા બી ભાંગી ગીયાચ?"

"હા ભાઈ હા." શર્મા પગ દબાવતાં બોલ્યોઃ "અત્યારે તો શરીર એવું ખોખરું થઈ ગયું છે કે કહેવાની વાત નહિ. કોઇ છોકરું આવીને મને બે તમાચા મારી જાય તો પણ તેના સામા થવાની મારામાં શક્તિ નથી."

"તું એમ કહેવા માગેચ કે હું હમનાં જ તુંને લાત લગાવું તો તું ગબરી પરે?"

"હાસ્તો. શક્તિ જ કયાં છે?"

"મારે અખતરો કરી જોવો પરસે. જોઉં જોઇએ." આમ કહી પેસીએ શર્માના વાંસા ઉપર પગ ગોઠવી ધક્કો લગાવ્યો એટલે શર્માજી ભોટવાની માફક ગબડી પડયા!

"વાહ દીકરી!" કરતો પેસી હસતો હસતો ચાલ્યો ગયો.

"યુ ગદ્ધા!" શર્માજી તેની પાછળ બરાડયા. પણ દૂરથી શાસ્ત્રીને આવતો જોયો એટલે દયામણું મુખ કરી તેમણે નીચે બેઠે બેઠે જ ઊંહકાર શરૂ કર્યા.

"પ્રિય બંધુ!" શાસ્ત્રીએ પોતાની લાક્ષણિક ઢબમાં શરૂ કર્યું: "આપ...."

"ઓહ! ઊંહ! મને—"

"પ્રિય વયસ્ય! શાન્ત થાઓ. પેસ્તનજીના પાદપ્રહારથી તમને અતિશય શારીરિક કષ્ટ તો નહિ જ પહોંચ્યું હોય એવું મારું અનુમાન છે."

"ઓહ! મને બહુ લાગ્યું છે!" શર્મા રડવા જેવું મોં કરી બોલ્યો: "મને....મને રણછોડની હોટલ સુધી ના લઈ જાય, ભાઈ?"

"અવશ્ય, અવશ્ય." શાસ્ત્રી ચોટલીની ગાંઠ વાળતાં બોલ્યો: "મારા પૂજ્યપાદ પિતાશ્રીએ મને શિખામણ આપી છે કે સંકટમાં આવી પડેલાંને અવશ્ય સહાય કરવી. કૃપા કરી મારી ભૂજાઓને ટેકો દઈ આપ ચાલશો?"

"ઊંહ! ઓહ બાપ રે!" શર્માએ હવે ઊભા જ ન થવાતું હોય તેવો ઢોંગ કરવા માંડયો.

બન્ને હાથે શર્માને ઊભા થવામાં મદદ કરતાં શાસ્ત્રીએ

કહ્યું: "બહુ કષ્ટ થાય છે?"

શર્મા બે હાથે જમીનને ટેકો દઈ ઊભો થયો અને શાસ્ત્રીના ખભા ઉપર પોતાનું વજન નાખી દઈ, હોટલ તરફ ચાલવા લાગ્યો. હોટલ સુધી પહોંચતાં તો શાસ્ત્રીનો ખભો ભારથી રહી ગયો! શર્માએ હાંફતાં હાંફતાં એક ખુરસીમાં પડતું નાખ્યું.

કોઈ ઘરાક આવ્યું ધારી વૃદ્ધ રણછોડ બહાર આવ્યો, પણ શર્માને જોતાં જ તેણે નાકનું ટીચકું ચડાવ્યું.

"મુરબ્બી રણછોડકાકા, આજે શર્માજીને પેસ્તનજીના પાદપ્રહારથી અતિશય વેદના થાય છે. હું ધારું છું કે તેઓ કંઈ ખાદ્ય યા પેય પદાર્થ લેશે તો તેમને સ્ફુર્તિદાયક થઈ પડશે."

"ક્રીમક્રેકર બિસ્કુટ!" શર્માજી નાના છોકરાની માફક બોલ્યા.

રણછોડ બોલ્યો: "શર્માજીને કેટલા પૈસાનાં બિસ્કુટ જોઈએ છે? જોઈએ તેટલા પૈસા ખરચીને માગી લે."

"ઓહ! અરે! ઊંહ!"

શાસ્ત્રીજી વદ્યા: "રણછોડકાકા, આવા અતિ ગંભીર પ્રસંગમાં પૈસા જેવી ક્ષુદ્ર વસ્તુ માટે આપ દુરાગ્રહ નહિ જ કરો."

"બિસ્કુટ કંઈ મારા ઘરમાં પાકતાં નથી. એમ હોય તો એમના પૈસા તમે આપી દો."

"ઊંહ! અરેરે! આહ! શાસ્ત્રી, એ જ ઠીક છે." શર્માએ દયાળુ સ્વરે શાસ્ત્રીને વિનંતી કરી.

શર્માની માગણીથી શાસ્ત્રી વિચારમાં પડી ગયો. આમ

હાળ ગળે તેમ લાગ્યું નહિ એટલે શર્માએ પવન જોઈને પીઠ ફેરવી.

"શાસ્ત્રી, કંઈ નહિ. મને એક રૂપિયો ઉછીનો આપ. કાલે મનીઑર્ડર આવશે એટલે તને પાછો આપી દઈશ."

"હું બહુ દિલગીર છું, શર્માજી—"

"આઠ આના આપ."

"અધુના મારી પાસે કિંચિત માત્ર પણ છે નહિ, તેથી હું અતિશય દિલગીર છું. નહિ તો આપને અવશ્ય—"

શર્માનો મિજાજ ગયો. તે એકદમ ખુરસીમાં ટટાર થઈને બેઠો.

"તું એમ કહેવા માગે છે કે તારી પાસે પાઈ પણ નથી?"

"અહા! કેટલું આશ્ચર્યકારક પરિવર્તન!" શાસ્ત્રીએ અજાયબીથી કહ્યું: "સત્ય જ વદું છું, પ્રિય મિત્ર, મારી પાસે અધુના કાંઇ જ છે નહિ."

"ગદ્ધા, પહેલેથી જ આવું કેમ ભસી મર્યો નહિ?"

"મને એ વિષયમાં પ્રશ્ન ક્યાં કર્યો હતો, શર્મા? આપે મને અહીં સુધી આપને મૂકી જવા વિનંતી કરી, તદનુસાર હું અત્રે આપને મૂકવા આવ્યો—" શાસ્ત્રીએ એકાએક શર્માની ફેરવાયલી વલણથી આશ્ચર્યમાં પડી જઈ જવાબ આપ્યો.

શર્મા ધુંવાંપુવાં થઈ ગયો અને પગ પછાડતો હોટલની બહાર નીકળી ગયો. શાસ્ત્રી તો તેની પાછળ મોઢું ફાડીને જોઈ જ રહ્યો. પછી તેને કંઈક યાદ આવ્યું હોય તેમ લાગ્યું:

"પ્રભો ! પ્રભો ! શર્માજી મને પુનઃ છેતરે છે—મારા પરમ પૂજ્ય પિતાશ્રી તો તેની વલણુ જોઈ દુઃખી જ થઇ જાય. મારે તેને કંઈક શિખામણુ આપવી જોઇએ."

શાસ્ત્રીએ તરત ઊઠીને શર્માને પકડી પાડ્યો.

"મારી પાછળ કેમ આવે છે ?" શર્મા ચિઢાયો.

"સુજ્ઞ બંધુ, આપે પુનઃ અસત્ય વદવાનો પ્રારંભ કરી દીધો છે તે અતિશય લજ્જાસ્પદ છે."

"જા ને અહીંથી, બામણુા !" શર્માએ ડોળા કાઢતાં કહ્યું.

"મિત્ર, આપ પણુ દ્વિજ છો. આવું અસભ્ય—"

"લે ત્યારે !" કહી શર્માએ શાસ્ત્રીના સહેજ લાંબા નાક ઉપર પોતાનો રાઠોડી મુક્કો જમાવી દીધો. મુક્કો પડતાં જ બીચારો શાસ્રી બેસી પડયો.

"ઓહ !" તેનાથી બોલાઈ ગયું.

અને શર્માજી કંઈક રાજી થતા, શાસ્ત્રીને ત્યાં બેઠેલો જ રહેવા દઇને, ડોલતા ડોલતા આગળ ચાલ્યા ગયા !



## પ્રકરણુ ૩જું

### ઘાયલ

"કેમ ? તમે હજી ગયા નથી ?" શાહ વગેરેને હજી કમ્પાઉન્ડમાં જ ભમતા જોઈ શર્માજી પાછા તેમની પાછળ પડયા.

"જઈએ છીએ. તારે શી પંચાત?" પટેલ બોલ્યો.

"મારે ...મારે પણ નાહવા આવવું છે." શર્માજી ચૂંચી આંખો કરતાં બોલ્યા: "તમે બધા જાણો છો કે તરવામાં તો આપણે એક્કા છીએ. તમને હું કંઈક સૂચનાઓ આપતો રહીશ. વળી કોઈ બિસ્કુટ અને ચા પાવા તૈયાર થશે તો એને તરતાં પણ શિખવાડી દઈશ."

શાહ ખડખડાટ હસીને બોલ્યો: "વાહ બેટ્ટે.... એ....એ....એ."

"હું સાચું—"

"ખોટી લાયરી જવા દે. તને તરતાં કેવું આવડે છે તે અમને બરાબર ખબર છે. માત્ર તું અદ્ધર રહી શકે છે એટલું જ. મારાથી ક્યાં અજાણ્યું છે?"

"ઠીક, ભાઈ ઠીક." શર્મા નિઃશ્વાસ નાખીને બોલ્યો: "માને જ નહિ તેને શી રીતે મનાવવું? પણ હું તમને ઘણો ઉપયોગી થઈ પડીશ, હોં! નહિ લઈ જાઓ તો પાછળથી પસ્તાશો."

શર્માનું કહેવું સાંભળી એક વાર ફરીથી બધાએ પ્રચંડ હાસ્ય કર્યું.

મડગાંવકર હસતાં હસતાં બોલ્યો: "તમી નાવા આવું નકો."

"કેમ અલ્યા ચટણા, નદીનો તેં કંઈ ઈજારો લીધો છે? હું તો આવવાનો, આવવાનો અને આવવાનો જ!"

શર્માજી આવેશમાં આવી જઈ પગ પછાડતા, છૂક છૂક કરતા પોતાની રૂમમાં ગયા અને ટૂંકી પોતડી બગલમાં મારી તેમણે પણ નદી તરફ પોતાનું ભારખાનું છોડી મૂક્યું. રસ્તામાં

વળાંક આગળ તો તેમણે શાહ પટેલ વગેરેને પકડી પાડયા.

થોડી વાર તો શર્માજી પેલાઓની સાથે સાથે ઘસડાયા, પણ કોઈ બોલ્યું નહિ એટલે તેમણે પોતાના એન્જિનની ગતિ વધારી અને થોડી વારમાં તો હાંફતા હાફતા બધાની આગળ નીકળી ગયા.

પટેલ બોલ્યો: "જાડિયો ચાલે છે કેવો? જાણે ફુટબોલ ગબડયો!"

"આવડા મોટા શરીર કેવી રીતે તરતા હશે?" મડગાંવકરે નવો કોયડો રજૂ કર્યો.

શાહે કહ્યું: "જો એવો એ ડૂબે અને ડૂબતાં ડૂબતાં આપણા કોઈનો હાથ પકડી લે તો બન્નેના રામ બોલો ભાઈ રામ થઈ જાય!"

વાત કરતાં કરતાં તેઓ નદીના ઢાળ પાસે આવી પહોંચ્યા. બધાની આગળ શર્માને બહુ મુશ્કેલીથી ઊતરતાં તેમણે જોયો.

"જો તો ખરો, શાહ! હવે તો જાણે આબાદ ગોળો ગબડતો હોય તેવો દેખાય છે!"

"એ ...એ ...એ ...અરે....એ ...ગયો!"

એકાએક શર્માના વજનથી તેના પગ નીચેની જમીન સરકી. શર્માએ પોતાનું સમતોલપણું ગુમાવ્યું અને તે પીપની પેઠે ગબડયો. ગબડતાંની સાથે જ નીચે કપડાં ધોવાની એક મોટી શિલા પડી હતી, તેની સાથે તેનું તાળવું ખૂબ જોરથી અથડાયું અને તે બેભાન થઈને પડયો. તેના ચશ્મા પણ દૂર જઈને પડયા.

પટેલ, શાહ અને મડગાંવકર એકદમ તેની પાસે દોડી ગયા.

"બિચારાને બહુ વાગ્યું લાગે છે." શાહ બોલ્યો.



"શર્મા! શર્મા!" પટેલે તેને ઢંઢોળી જોયો. શર્મા સહેજ પણ વાગતાં ભારે ઈજા પામ્યાનો ઢોંગ કરતો તે વાતથી બધા સારી રીતે વાકેફ હતા. પણ સૌને ખાતરી થઈ કે આ ઢોંગ

ન હતો. તેમણે જોયું તો તેને તાળવે સખત ચોટ લાગી હતી અને ત્યાં મોટું ઢીમણું ઊપસી આવ્યું હતું.

"ગંભીર ઈજા લાગે છે ?" શાહે પૂછ્યું.

"હા. લાગે છે તો તેવું જ." પટેલે જવાબ આપ્યોઃ "જો ને, બેભાન થઇ ગયો લાગે છે."

"ત્યારે તું દોડતો એક ગાડી લઈ આવ ને ? હું અહીં પાસે બેસું છું. એને ઝટ દાક્તરની પાસે લઈ જઇએ."

"વારુ" કહી પટેલ દોડયો.

ઘોઘાણી તથા બીજા કોલેજિયનો ફરવા જતા હતા. તેઓ પણ આ બનાવ જોઈ આવી પહોંચ્યા. બધાએ શર્માને ત્યાંથી ઊંચકીને ઊંચે પાળ પર લઇ જઈ સુવાડયો.

બધા સામું જોઈ શાહે કહ્યું: "કોઇ પ્રોફેસર નાયકને ખબર આપો તો."

એક જણ જવા તૈયાર થયો ત્યાં સામેથી જ પ્રો. નાયક આવતા દેખાયા.

"મને હમણાં જ પટેલ મળ્યો" તેમણે કંઈક ચિંતાગ્રસ્ત ચહેરે કહ્યું: "તેણે મને ખબર આપી. બહુ વાગ્યું લાગે છે ?"

"હા જી. એ દોડયો તેથી ગબડયો અને માથામાં પેલો પથ્થર વાગી ગયો. અહીંથી વાડીલાલ સારાભાઇ હોસ્પીટલમાં જ તેને લઈ જઈએ ને, સાહેબ ?"

"હા, હા, ત્યાં જ લઈ જાઓ. ત્યાં ડો. પટેલ છે. ડો. મોહિલે છે. જે હાજર હશે તે એની બરાબર સારવાર કરાવશે."

થોડી વારમાં પટેલ દોડતો દોડતો આવી પહોંચ્યો. એ

ઘોડાગાડીવાળાને તેડી લાવ્યો હતો.

પ્રો. નાયક બોલ્યા: "હું તમને મદદ કરું. એને ઊંચકીને આપણે ગાડીમાં સુવાડીએ."

"નહિ, સાહેબ, અમે આટલા બધા છીએ ને ? અમે ઊંચકી લઈશું."

બધાએ શર્માને ઊંચકયો. ગાડીવાળાએ ગાડીનું બારણું ખોલી પછવાડેની ગાદી ઊંચી કરી એટલે બધાએ શર્માને આગલી બેઠક ઉપર ગોઠવી દીધો.

થોડી વારે શર્માએ ઊંહુકારો કર્યો અને સહેજ નેત્રો ખોલ્યાં: "ઓહ ! માથામાં સખત વેદના થાય છે. શું થયું છે ?"

"ભાઈ, શર્મા, કેમ છે તને હવે ?" શાહે ધીમેથી પ્રશ્ન કર્યો.

"મને એકલો રહેવા દો."

"અમે તને દવાખાને લઇ જઇએ છીએ. જરા શાન્તિથી પડી રહે."

શર્માએ ચૂંચી આંખો કરી પૂછયું: "તમે કોણ છો ?"

"કેમ ? ભૂલી ગયો ?"

"કોણ છો તમે ?"

પ્રો. નાયક બોલ્યા: "એને ચશ્મા પહેરાવો. તે વિના એને કંઈ બરાબર દેખાતું નહિ હોય."

એક જણે તેના ચશ્મા લૂછવા માંડયા. પણ શર્માએ પાછી આંખો મીંચી દીધી. તે ફરીથી બેભાન થઈ ગયો હોય તેમ

જણાયું. પ્રો. નાયક અને શાહ ગાડીમાં બેસી ગયા અને શાસ્ત્રી ગાડીવાળા સાથે આગળ બેસી ગયો. ગાડી ત્યાંથી હોસ્પીટલ તરફ ઊપડી.

બધા એકઠા થયેલા કોલેજિયનોએ જાતજાતની અટકળો કરવા માંડી. શર્માના ઢોંગથી બધા પરિચિત હતા, એટલે કોઈએ આ ઢોંગ માન્યો તો કોઈએ સાચું માન્યું.

પણ લંબોદર શર્મા આ વખતે ઢોંગ આદરતો ન હતો. તેને સાચેસાચ ઈજા થઈ હતી અને તેનું પરિણામ કંઈ અજબ જ આવવાનું હતું.



## પ્રકરણ ૪થું

### શર્માની યાદશક્તિ ગુમ થાય છે!

થોડી વારમાં જ તેઓ હોસ્પીટલમાં આવી પહોંચ્યા. ડૉ. મોહિલે પ્રો. નાયકને સારી રીતે ઓળખતા હતા, એટલે તેમણે તરત જ શર્માને એક જુદી રૂમમાં લઇ જવા ગોઠવણ કરી અને તેની તપાસ શરૂ કરી.

શાસ્ત્રીએ ગંભીર ચહેરે થોડી વાર બધું નિહાળ્યા કર્યું અને પછી શાહને એક બાજુએ બોલાવી કહ્યું: "મારા હૃદયમાં શોકનો અતિશય આવિર્ભાવ થાય છે."

શાહ બોલ્યો: "આપણે બધા ય દિલગીર તો છીએ જ."

"અવશ્ય, કિંતુ મારા હૃદયમાં તમ સર્વથી અધિકતર શોક



શાસ્ત્રી : 'મારા હૃદયમાં શોકનો અતિશય આવિર્ભાવ થાય છે.'

ઉત્પન્ન થવાનું કારણ પ્રાપ્ત થાય છે. હું શર્માના મસ્તિષ્કપ્રદેશ ઉપર પ્રહાર કરવાની તક શોધતો હતો, ત્યાં મને સમાચાર પ્રાપ્ત થયા કે તેને ગંભીર શારીરિક ઈજા પહોંચી છે. પ્રિય બંધુ શાહ, મને એકરાર કરતાં અતિશય કષ્ટ થાય છે કે ભાઈ શર્મા માટે મારા હૃદયમાં પ્રતિકૂળ ભાવનાઓ ઉદ્‌ભવી હતી, કારણ કે તેણે મારા નાસિકાપ્રદેશ ઉપર સબળ પ્રહાર કર્યો હતો. મારા પરમ પૂજ્ય પિતાશ્રી—"

"ચૂપ! જો, શર્મા બોલવા લાગ્યો!"

"તને બહુ દરદ થાય છે, ભાઈ?" ડોકટરે પ્રશ્ન કર્યો.

શર્માએ ઝીણી આંખો કરી તેમના સામું જોવા માંડયું.

"એને ચશ્મા પહેરવા છે." શાહે અટકળ કરી અને પોતે સાચવી રાખેલા શર્માના ચશ્મા સાફ કરીને તેને પહેરાવવા માંડયા.

શર્માએ ચશ્મા તરફ વિચિત્ર દૃષ્ટિ ફેંકીને પૂછ્યું: "ઊંહ! એ શું છે?"

"આ તો તારા ચશ્મા છે, શર્મા!"

"ચશ્મા?"

"હા. જો, આ રહ્યા."

શર્માએ ઝીણી આંખો કરી શાહે પકડી રાખેલા ચશ્મા તરફ નજર કરી અને એકદમ બેઠો થઈ ગયો. તેના ચહેરા ઉપર કંઈક ઉશ્કેરણીનાં ચિહ્નો દેખાયાં.

"ચાલ, બહુ થયું. એ બધી બનાવટ હવે જવા દે." શર્મા બોલ્યો: "હું એ પહેરવાનો જ નથી!"

"પણ....એ તારા જ છે !"

"કપાળ તારું !"

તેના સામું પહોળું મોઢું કરીને શાહ જોઈ જ રહ્યો. શર્માને શું થયું છે તેની તેને કંઇ સમજણ પડી શકી નહિ. પરંતુ તેનામાં કંઇ વિચિત્ર ફેરફાર થયો છે એમ તેને લાગ્યા વિના રહ્યું નહિ.

હવે ડૉકટરે પોતે ચશ્મા ઉપાડીને શર્માના નાક ઉપર ગોઠવી દીધા. શર્માજીએ પોતાની ટેવ મુજબ આમતેમ ડોળા ફેરવવા માંડયા અને બધું સ્પષ્ટ દેખાવા માંડયું એટલે ચશ્મા રહેવા જ દીધા.

ડૉકટરે હવે પ્રોફેસરને બાજુની રૂમમાં બોલાવ્યા. પ્રોફેસરનો ચહેરો ચિંતાગ્રસ્ત દેખાતો હતો.

"વેલ, ડૉકટર ?"

"એને ધક્કો સખત લાગ્યો છે. એને તાળવે જે ઢીમણું ઊપસી આવ્યું છે તેના ઉપર થોડા દિવસ સુધી પાટો બાંધી રાખવો પડશે. બાકી તેને બીજું કંઈ થયું નથી. એનું શરીર સારું હોત તો આ ધક્કાથી તેના ઉપર બહુ અસર થાત નહિ."

"શરીર સારું હોત તો ?" પ્રોફેસરે કંઈક આશ્ચર્યથી પ્રશ્ન કર્યો. "એનું શરીર તો સારું જ હતું. આવો જાડો અલમસ્ત જેવો છે ને !"

ડૉકટર સહેજ હસ્યાઃ "પણ એનું પેટ ખીચોખીચ ભરેલું જ રહેતું હોય તેમ લાગે છે. અકરાંતીઆપણે ખાધેલો ખોરાક અને કસરતનો અભાવ, એ બન્નેને લીધે તેનામાં નબળાઈ આવી ગઈ છે.

હજી એક અઠવાડિયા સુધી તે કલાસમાં હાજરી આપી નહિ શકે. પણ હવે એને અહીં હોસ્પીટલમાં રાખવાની મને કંઈ પણ જરૂર લાગતી નથી.”

“પણ એની રીતભાત કંઈ વિચિત્ર લાગે છે.”

“એનું કારણ એ છે કે તેના મગજને ધક્કો પહોંચ્યો છે, અને હજી તેનું મન તેમાં જ અટવાએલું છે. થોડા કલાકમાં તો હું ધારું છું કે, તે પાછો પોતાના અસલ સ્વભાવ ઉપર આવી જશે.”

પ્રોફેસરે ડોકું હલાવ્યું.

“ત્યારે તો હું હવે તેને હોસ્ટેલમાં જ લઇ જાઉં?”

ડોકટર બોલ્યાઃ “હા. હવે કંઈ થવાનું નથી. તમે બેફિકર રહો.”

પ્રોફેસર પાછા શર્મા પાસે આવ્યાઃ “તને હવે કેમ લાગે છે?”

“સારું છે.” શર્માજીએ આંખો મટમટાવી જવાબ આપ્યો.

“તારા માથામાં દરદ થાય છે?”

“હા. એ તો થાય છે. મોટું ઢીમણું છે ને!”

“તું હોસ્ટેલમાં જઇને બરાબર આરામ લેજે.” પ્રોફેસર બોલ્યા.

“હોસ્ટેલ?”

“હા, શર્મા.”

“એ શું છે વળી?”

“કેમ?” પ્રોફેસરે આશ્ચર્યપૂર્વક પૂછયું.

"તમે શું વાત કરો છો તે મને સમજાતું નથી. તમે કોણ છો ?"

"હું ? તું તો મને ઓળખે છે, શર્મા ! હું પ્રોફેસર નાયક."

"પ્રોફેસર ?" શર્માએ ચૂંચી આંખો કરી પ્રોફેસર સામું જોયું અને પછી આંખો મીંચી દીધી. તેના મગજમાં કંઈ ગડભાંગ થતી હોય તેમ જણાયું. પ્રોફેસર ગુંચવાયા.

"એને હજી ધક્કો લાગ્યાની અસર છે." ડોકટર બોલ્યા: "પણ એ અસર થોડા કલાકમાં જ નાબૂદ થઇ જશે."

પ્રોફેસરે હવે તેને હોસ્ટેલમાં લઈ જવાની તૈયારી કરી. શાહ ગાડી કરી લાવ્યો એટલે અગાઉની માફક બધા તેમાં ગોઠવાયા. ગાડી હોસ્ટેલ તરફ જતી હતી ત્યારે જાણે બધું નવું નવું લાગતું હોય તેમ રસ્તામાં શર્મા આમતેમ બાઘાની પેઠે જોયા જ કરતો હતો. જાણે પહેલવહેલો જ આ રસ્તેથી પસાર થતો ના હોય એમ તેણે ચારે બાજુ જોયા કર્યું.

શાસ્ત્રી અને શાહ તેના સામું જ જોયા કરતા હતા. તેમને શર્માના મગજની સલામતી માટે ધાસ્તી પેદા થઈ હતી. શર્માની વર્તણુંક વિચિત્ર જ હતી. અસલ શર્મા હોય તો આટલી બધી વાર તેના મોઢામાં જીભ રહે જ નહિ. તેણે અલકમલકની વાતો કરી નાખી હોય. આટલી ઈજાને તો તેણે ભારે ગંભીર સ્વરૂપ આપી બૂમાબૂમ કરી મૂકી હોય. પણ એ તો શાન્ત જ હતો. એણે તો ફક્ત ગાડીમાં બેઠે બેઠે નવું નવું લાગતું હોય તેમ જોયા જ કર્યું.

શર્માને શું થયું હતું ? ખરેખર કંઈ વધારે નવાજૂની થઈ હતી.

શાહને લાગ્યું કે ડૉકટર ધારે છે તેના કરતાં શર્માને વધુ ધક્કો પહોંચ્યો છે. તેના દેખાવમાં, તેની રીતભાતમાં જ કંઇ વિચિત્ર, કંઇક ભયભરેલું વિચિત્ર તત્ત્વ જણાતું હતું.

ગાડી હૉસ્ટેલ પાસે આવીને ઊભી રહી. શર્માએ હૉસ્ટેલના મકાન ઉપર નજર નાખી અને એકઠા થઈ ગએલા કૉલેજિયનોના ટોળા તરફ પણ કંઇક વિચિત્ર દૃષ્ટિથી જોયું.

બની શકે તેટલો આનંદ મોઢા ઉપર પ્રદર્શિત કરતાં શાહે કહ્યું: 'આપણે હૉસ્ટેલમાં આવી પહોંચ્યા !"

તે ગાડીમાંથી નીચે ઊતર્યો અને તેણે હાથ ઝાલીને શર્માને પણ નીચે ઉતાર્યો. એ જાડેખાંએ પોતાની આસપાસ પાછું ફરીને વિલક્ષણ દૃષ્ટિથી જોવા માંડયું.

"એઈ ?" શર્માજી બોલ્યા: "તમે મને લાવ્યા છો તે આ કઈ જગ્યા છે ?"

"શર્મા !"

"આ કઇ જગ્યા છે ?"

"તું હૉસ્ટેલને ઓળખતો નથી ?"

"હૉસ્ટેલ ?" શર્માએ ગૂંચવાઈને પ્રશ્ન કર્યો.

"હા, હા. તું કૉલેજની હૉસ્ટેલમાં રહે છે તે ભૂલી ગયો ?"

શર્માએ આસપાસ જોયું. કંઈ ન સમજાય તેવી વ્યથા તેના મનમાં થઈ રહી હોય એમ તેના ચહેરા ઉપરથી દેખાતું હતું.

"કપાળ એના બાપનું !" ભટ્ટ બોલ્યો: "એ જાડિયો તો આપણુને બનાવતો લાગે છે ! ઢોંગ કરે છે, ઢોંગ !"

પેસી બોલ્યો: "હું બી એમ જ ધારુંચ !"

કંઇ પણ બોલ્યા વિના શર્માએ તેમની સામે કંઈ અગમ્ય ભાવથી જોયા કર્યું.

"ચૂપ રહો !" શાહ બોલ્યો: 'શર્માને વાગ્યું છે તે જોતા નથી ? તેને માથે કેવડું મોટું ઢીમણું થયું છે ! ચાલ, શર્મા !"

શાહ શર્માનો હાથ પકડીને તેને રૂમના બારણાં આગળ લઈ ગયો. શર્મા બારણાં પાસે જ અટકી ગયો.

"હું અંદર આવવાનો નથી !' તેણે કંઇક ગુસ્સાથી કહ્યું: "આ જગ્યાનો હું માહિતગાર નથી અને મારે અંદર આવવું નથી !"

શર્માનું કહેવું સાંભળી બધા કોલેજિયનોમાં આશ્ચર્ય ફેલાઈ ગયું. સૌ અજાણીમાં ગરકાવ થઈ ગયા.

"અરેરે !" મહેતા બોલ્યા: "એની યાદશક્તિ ગુમ થઈ ગઈ લાગે છે !"



## પ્રકરણ ૫મું

### ઢોંગ ન હોય !

"બિચારો શર્મા !" શર્માને શાહના હાથ ઉપર ટેકો દઇને જતો જોઈ મહેતાએ ઉદ્દગાર કાઢયા. બીજા કોલેજિયનોના હૃદયમાં

પણ શર્મા માટે એવી જ લાગણી ઉત્પન્ન થઈ, પરંતુ ભટ્ટ મોટેથી હસી પડયો.

"તમે હજી એને બરાબર ઓળખતા નથી." ભટ્ટે કટાક્ષથી કહ્યું: "એ તો ઢોંગ કરે છે, ઢોંગ! આટલી બધી વાર તો તે આપણને બનાવી ગયો છે!"

મહેતાએ ડોકું ધુણાવ્યું: "હું નથી ધારતો કે તે અત્યારે ઢોંગ કરતો હોય. તે સાચેસાચ પોતાની યાદદસ્ત ગુમાવી બેઠો લાગે છે. તેને માથામાં સખત વાગ્યું છે."

"કપાળ એના બાપનું!"

"એમ કેમ વળી? ઢીમણું ઊપસી આવ્યું છે એ તો બનાવટી નથી ને? એના જ્ઞાનતંતુઓને સખત ધોકો પહોંચ્યો છે."

"ટાઢા પહોરની તોપ!" કહી ભટ્ટ ત્યાંથી ચાલ્યો ગયો.

બીજા કોલેજિયનોમાંથી ઘણા ભટ્ટના મતને પણ મળતા હતા. તેઓ શર્માને નખશિખ ઓળખતા હતા.

"એ બી આજ કમાલ કરતો લાગેચ!" પેસી બોલ્યો: "નાતક બી એવું મઝેનું ભજવેચ કે એમેચ્યોર્સમાં નામ કહાડે!"

"આપ સત્ય વદો છો" શાસ્ત્રીજી વધ્યા: "શર્માજી અસત્યવાદી તો છે જ. મેં તેમને અનેક પ્રસંગે સત્ય વદવા પ્રાર્થના કરેલી, કિંતુ નિષ્ફળ. મારા પરમ પૂજ્ય પિતાશ્રી જો એકદા તેમના સંપર્કમાં આવી તેમને ઉપદેશ આપે તો યોગ્ય થઈ પડે. અધુના તો શર્માજીની વ્યથા સત્ય જ હોય એમ મને ભાસે છે."

બીજો બોલ્યોઃ “હું તો કહું છું કે શર્મા જેવો ઉસ્તાદ બીજો કોઈ નથી. આજે તો તેણે આબાદ પાઠ ભજવ્યો છે.”

આ બાજુ શાહ શર્માને રૂમમાં લઈ ગયો. માથે પાટો બાંધીને બાઘામંડળ જેવો ચાલતો જાડિયો શર્મા કંઈ વિચિત્ર જ દેખાતો હતો. રાતદિવસની પરિચિત વસ્તુઓ તેને વિચિત્ર લાગતી હતી. તેને પોતાનું નામ પણ યાદ હોય તેમ લાગતું ન હતું, કારણ કે જ્યારે જ્યારે તેને કોઈ બોલાવતું ત્યારે ત્યારે તે એકદમ ધ્યાન આપતો નહિ.

જો શર્માને ઢોંગ કરતો માનીએ તો તો તે કમાલ કરતો હતો એમ કહેવું પડે. પરંતુ શાહ તેમ માનતો ન હતો. શર્માને કંઈ થઈ જ ગયું છે એમ તેને આ વખતે ખાતરી થઈ ગઈ હતી. તેના તાળવા ઉપર ઊપસી આવેલા ઢીમણાને લીધે જ તેની યાદશકિત ગુમ થઈ હતી. આ કંઈ સાધારણ બીના ન હતી. મુખ્ય પ્રશ્ન તો એ હતો કે શું બિચારો શર્મા હમેશને માટે પોતાની યાદશક્તિ ગુમાવી બેસશે?

શર્મા સંપૂર્ણ તંદુરસ્ત હતો—તેને કંઈ પણ થયું ન હતું—ત્યારે તે બધાને આફત રૂપ થઈ પડતો હતો એ વાત ખરી હતી. પરંતુ અત્યારના સંજોગોમાં શાહ એ બધું ભૂલી ગયો. તેના હૃદયમાં શર્મા માટે ખૂબ જ સહાનુભૂતિ પ્રગટી. શર્માની બધી આગલી પજવણી તે ભૂલી ગયો.

“મિ. શાહ, એને તમારી સંભાળમાં રાખશો ને?” પ્રો. નાયક બોલ્યાઃ “હજી તેની સંભાળ લેવાની ખાસ જરૂર છે.”

“હા જી. હું સંભાળ રાખીશ.”

"ઠીક ત્યારે." કહી પ્રોફેસર ગયા.

શાહે પ્રશ્ન કર્યો: "શર્મા, તારે જરા સૂઈ જવું છે?"

શર્માએ ભવાં ચઢાવી જવાબ આપ્યો: "ના, હું નહિ સૂઈ જાઉં."

"ત્યારે તારી રૂમમાં જવું છે?"

"ના!"

"હં! કંઇ ખાવું છે?" યાદ આવતાં શાહે પ્રશ્ન કર્યો. ખાવાની વાત આવે ત્યારે શર્મા કદી ના પાડતો નહિ. એટલે લાગ સાધીને શાહે તેને પૂછયું.

"મને ભૂખ નથી." શર્માએ જવાબ વાળ્યો.

"શું?" શાહ આશ્ચર્યથી મોઢું ફાડીને બોલ્યો: "ભૂખ નથી?"

"ના."

"ખરેખર?"

"તું ય કેવો માણસ છે?" શર્મા કંઈક ચિઢાઈને બોલ્યો: "મને ભૂખ લાગી છે કે નહિ તે હું વધારે જાણી શકું કે તું?"

"હા. પણ....પણ...."

"નહિ, નહિ. મારું માથું દુ:ખે છે." શર્માએ પોતાનો જાડો હાથ માથા પરના પાટા ઉપર ફેરવતાં કહ્યું: "ઓહ! આ ઢીમણું મને કયાંથી થયું?"

"મેં તને હમણાં જ કહ્યું ને?"

"તેં કહ્યું હતું?" કંઇક યાદ કરતો હોય તેવી ઢબે

શર્માએ કહ્યું.

પટેલ નિઃશ્વાસ નાખતાં બોલ્યો: "બિચારો શર્મા !"

"ચાલ, તારી રૂમમાં જઈએ, શર્મા ?" શાહે ધીમેથી કહ્યું.

લંબોદર શર્મા પોતાની રૂમમાં જવા તૈયાર થયા. શાહ તેનો હાથ ઝાલીને લઈ ગયો. શર્માની રૂમમાં બે જણનો રહેવાનો સમાવેશ થાય તેમ હતું, પણ બીજું કોઈ તેની સાથે રહેતું ન હતું. ભાઈને વાંચવાની મૂળથી જ બાધા હતી, એટલે તેનો સાથીદાર થવા કોઈ તૈયાર થતું નહિ. પ્રથમ તો તેમને બીજાઓની રૂમમાં મૂકવામાં આવેલા. પણ કોઇ ઠેકાણે સખણા રહે નહિ; એટલે વારા ફરતી બધાના રૂમોમાં થોડા થોડા દિવસ ગાળીને ભાઇસાહેબને અંતે આ નાની છેલ્લી રૂમમાં ધામા નાખવા પડ્યા હતા.

પ્રોફેસર નાયકની ધારણા એવી હતી કે શર્મા પોતાના મિત્રોની વચ્ચે રહેશે અને પોતાની ચિરપરિચિત વસ્તુઓ જોશે એટલે થોડા દિવસમાં ઠેકાણે આવી જશે. પરંતુ શર્માએ તો રૂમમાં પણ આમતેમ ડાફરિયાં મારવા માંડયાં.

શાહ બોલ્યો: "આ તારી પોતાની રૂમ છે."

"એમ ?"

"હા. બેસ તો ખરો."

શર્માએ આમતેમ દૃષ્ટિ ફેંકી. તેને પોતાની જ રૂમ બરાબર ગમી નહિ. ભાઇસાહેબની તમામ બચત રણછોડની હોટલમાં ખતમ થઇ જતી એટલે પોતાની રૂમને શણગારવા માટે કંઈ ફાજલ રહેતું નહિ. વળી અવ્યવસ્થા પણ તેટલી જ હતી.

રૂમની સ્થિતિ જોઈ શાહને કંઈક સૂગ ચઢી. આવામાં શર્માને સુવાડવો એ તેને ઠીક ન લાગ્યું.

"જો ને પટેલ" તે બોલ્યોઃ "આવામાં એને સુવાડવો એ મને ઠીક લાગતું નથી. એને બાજુની રૂમમાં સુવાડીએ તો? એ ત્યાં સૂએ, તે દરમ્યાન તેની રૂમ આપણે બધા સાફ કરીને વ્યવસ્થિત કરી નાખીશું."

પટેલ બોલ્યોઃ "હા, મને તારી સૂચના ઠીક લાગે છે."

પટેલે શર્માને હાથ ઝાલીને ઉઠાડયો અને બાજુની રૂમમાં લઇ જઈ સુવાડ્યો. દરરોજ રાત્રે તો શર્માજી ખાધા પછી તરત જ નિદ્રાવશ થઇ જતા. નિદ્રા તો તેમને આહાર જેટલી જ પ્રિય હતી. તેમ છતાં અત્યારે તો તેમણે આંખો ઉઘાડી આમતેમ જોયા જ કર્યું.

કેટલાક કોલેજિયનો શર્મા પાસે આવી પહોંચ્યા. શર્માની સ્થિતિ જોયા બાદ તેમની રહીસહી શંકા નાબૂદ થઈ ગઈ એ ઢોંગ કરતો હોય તો આટલી હદ સુધી જાય નહિ એમ તેમને ખાતરી થઈ.

શર્માએ પ્રશ્ન કર્યોઃ "તારું નામ શું?"

"શાહ."

"અગાઉ મેં એ નામ સાંભળ્યું છે ખરું."

"હા. હું તારો જૂનો મિત્ર છું. તને ઘણા સમયથી ઓળખું છું."

શર્માએ કંઈક શંકાશીલ ચહેરે પૂછ્યું: "ઘણા સમયથી?"

"હા."

"ત્યારે હું અહીં પહેલાં હતો ખરો ?"

"હા, હા, તું અમારી સાથે આ હોસ્ટેલમાં જ રહેતો હતો."

શર્માએ ઝીણી આંખો કરી આમતેમ નજર નાખતાં કહ્યું: "ઓહ !"

"ખરેખર !" ભટ્ટ બોલ્યો: "હવે મને પણ ખાતરી થાય છે. જો એ ખરેખર ઢોંગ કરતો હોત તો કયારનોય પકડાઈ ગયો હોત !"

"ઢોંગ છે જ નહિ."

નિશ્વાસ નાખી ભટ્ટે દયામણે સ્વરે કહ્યું: "બિચારો શર્મા !"



## પ્રકરણ ૬ઠ્ઠું

### અજબ જેવું !

હવે દલાલ પણ એક નાની સરખી બેગ લઈને શર્માવાળી રૂમમાં આવી પહોંચ્યો. તેનો ચહેરો પણ ઉદાસ હતો. શર્મા ગમે તેવો હોય પણ તેને માટે સૌને ઊંડી લાગણી પ્રગટી હતી.

"એને કંઈક ઠીક છે ?" તેણે પ્રશ્ન કર્યો.

"કંઈ દરદ થતું હોય તેમ લાગતું નથી." શાહે ડોકું ધુણાવી કહ્યું: "માત્ર તેની યાદશક્તિ ગુમ થઈ ગઈ છે. તે મને ઓળખી શકતો નથી. હોસ્ટેલને પણ ઓળખી શકતો નથી."

"બિચારો શર્મા !"

"કેમ, દોસ્તો !" શર્મા અચાનક બોલ્યો.

"હાં, શર્મા, શું છે ભાઈ?"

"મને....મને...."

શર્મા આગળ બોલતો અટકી ગયો. તેના ચહેરા ઉપર કંઈક બુદ્ધિજન્ય પ્રકાશ પથરાયો અને તરત જ અદ્રશ્ય થયો. પાછી આવતી યાદશક્તિનો ક્ષણિક ચમકારો તો એ નહિ હોય? જો તેમજ હોય તો તે પાછો નાબૂદ થઈ ગયો હતો.

દલાલ તેની પાસે બીછાના આગળ ગયો. "તને કેમ લાગે છે, શર્મા?" તેણે પ્રશ્ન કર્યો.

"ઉંહુ !"

"તું મને ઓળખતો નથી ?"

શર્માએ આમતેમ ડોળા ફેરવવા માંડ્યા: "હું તને ઓળખતો નથી."

"હું દલાલ છું."

"લે, હવે બનાવ નહિ !" હાથનો ચાળો કરી શર્મા બોલ્યો: "મારી પણ મશ્કરી ?"

દલાલને ખૂબ આશ્ચર્ય થયું.

"આ શું શર્મા? તારી મશ્કરી હોય? હું દલાલ. એટલામાં ભૂલી ગયો ?"

"અરે ભાઈ, દલાલ શું કામ કહે છે? શેઠ જ કહે ને?" ઝીણી આંખો કરી શર્મા બોલ્યો: "એ તારું ખરું નામ છે એમ તું મને સમજાવવા આવ્યો છે?"

દલાલ અવાક્ થઈ ગયો. શર્મા ખરેખર પોતાની યાદશક્તિ ગુમાવી બેઠો હતો !

"ભાઈ, શર્મા, મારું નામ સાચેસાચ દલાલ છે. પણ ચાલ, એ વાત જવા દે. આમ જો, હું તારે માટે કંઈ ખાવાનું લાવ્યો છું."

"મને ભૂખ નથી !"

"હેં ?"

"હા, મને ભૂખ જ નથી ને !" શર્મા બોલ્યો.

"અરે, પણ તું જો તો ખરો" દલાલે બેગ ઉઘાડી અંદરથી જુદી જુદી વસ્તુઓ કાઢતાં કહ્યું: "જો, આ પેલા રણછોડની હોટલમાં તાજાં જ આવેલાં ક્રીમક્રેકર બિસ્કુટ છે. ચાખી તો જો."

દલાલ બીજી વસ્તુઓ પણ લાવ્યો હતો. બધાએ તે એક પછી એક ઉપાડી લઈ લંબોદર શર્માને આપવા માંડી.

પણ શર્માએ હાથ સરખોય લગાડ્યા વિના દરેક વસ્તુ સામે ટીકયા જ કર્યું. ખરું જોતાં તો આવી આવી વાનીઓ જોઈને તેના મોઢામાં પાણી જ આવ્યું હોત. પણ યાદશક્તિ સાથે પોતાની ભૂખ પણ તેણે ગુમાવી હોય એમ જણાતું હતું. તેણે મોઢું ફેરવી લીધું.

"મારે કંઈ જોઈતું નથી." તે બોલ્યો.

"પણ આ બિસ્કુટ તો તાજાં જ છે. હમણાં જ નવો ડબો તોડાવીને લાવ્યો છું."

"મને ભૂખ જ નથી !"

"આ એકાદ નાનખટાઈ તો ચાખ !"

"અરરર ! બધું અહીંથી લઈ જાઓ !"

"શું ?"

"મારે કંઈ જોઈતું નથી !"

"બાપ રે !" ભટ્ટ બોલ્યો: "આને આ શું થઈ ગયું હશે ?"

"બાપલ્યા વેડા થેઈ ગીયા છે!" મડગાંવકર દયા ખાતો બોલ્યો: "પહીલાના યે શર્મા નથી રહ્યા !"

"પહેલાનામાં અને હમણાંનામાં આસ્માન જમીનનો ફેર પડી ગયો છે!"

"કવાયેટ પ્લીઝ !" શાહ બોલ્યો: "તમે બધા થોડી વાર અહીંથી જશો ? હું એને જરા ઉંઘાડી દઉં."

ઠક્કર મજાકમાં બોલ્યો: "હાલરડું ગાજે, હાલરડું !"

શાહની આંખોમાં ગુસ્સો તરવરી ઊઠયો. બાંય ચઢાવી તે ઠક્કર પાસે ગયો: "ગેટ આઉટ !"

ચેતીને ઠક્કર બહાર સરકી ગયો. બીજા કોલેજિયનો પણ રૂમમાંથી બહાર ગયા. શર્માને સુવાડી શાહે તેને રજાઈ ઓઢાડી.

"તારે ઊંઘી જવું છે ?"

"ના, મારે નથી ઊંઘવું."

"પણ...પણ..."

"મને ઊંઘ આવતી હોય તો ઊંઘું ને ?"

"પણ—"

"ના ભાઈ, ના ! હું બીછાનામાં પડી રહેવાનો જ નથી."

# લંબોદર શર્મા



દલાલ: 'રણછોડની હોટલનાં તાજાં જ ક્રીમકેકર બિસ્કુટ છે...'

શર્મા બેઠો થઈ જઈ બોલ્યો: "આ કંઇ રાત પડી છે ? શા માટે હું સૂઇ જાઉં ?"

"તું....તું સીક છે, શર્મા !" શાહ કંઈક કચવાતાં બોલ્યો.

"હું માંદો છું જ નહિ ! કોણ કહે છે કે હું માંદો છું ?"

"તારે માથે તો જો ! કેવું ઢીમણું થયું છે !"

"ના, હું તો ઊભો થઈ જઉં છું !"

"શર્મા, ભાઈ, થોડી વાર તો સૂઇ રહે ? તું એકાદ ઊંઘ ખેંચી કાઢીશ તો તને આરામ થઇ જશે. હું તારી પાસે જ બેસી રહીશ. તું જાગીશ પછી આપણે થોડો નાસ્તો કરી આવીશું."

"મારે નાસ્તો નથી કરવો! હું તો આ ઊઠયો !" કહી શર્માએ પોતાનો હાથીના જેવો જાડો પગ રજાઈની બહાર કાઢી જમીન ઉપર ટેકવ્યો. શાહ તેના તરફ મૂગે મોઢે જોઇ જ રહ્યો. શર્માએ તો પોતાની લાક્ષણિક ઢબે ડોલતાં ડોલતાં બારણા તરફ જવા માંડયું ! શાહ પણ ચિંતાતુર ચહેરે તેની પાછળ પાછળ બહાર નીકળ્યો.



## પ્રકરણ ૭મું

### બદલાયેલો શર્મા

પટેલ અને બીજા કોલેજિયનોએ મળીને શર્માની રૂમ એકદમ સ્વચ્છ અને આકર્ષક બનાવી નાખી હતી. આખી રૂમ-માંથી બે ટોપલી જેટલો કચરો નીકળ્યો હતો ! બધાએ મળીને

રૂમ વાળીને સાફ કરી નાખી હતી. ટેબલ ઉપર પુસ્તકો વ્યવસ્થિત ગોઠવી દીધાં હતાં અને બીજા નાના ગોળ ટેબલ ઉપર ખાદીનું સુંદર ટેબલક્લોથ પાથરી દીધું હતું. પોતાની રૂમમાંથી દલાલે શેતરંજી આપી હતી, તે જમીન ઉપર બિછાવી દેવામાં આવી હતી. ભટ્ટ પોતાની રૂમમાંથી ચકચકતા જર્મન સિલ્વરના બે પ્યાલા અને લોટો લઈ આવ્યો હતો. ટૂંકમાં આખી રૂમના દિદાર એકદમ ફરી ગયા હતા. ખુદ શાહ પણ રૂમ જોઈને ખુશ થઇ ગયો.

તે બોલ્યોઃ "વાહ ! તમે લોકોએ તો કમાલ કરી નાંખી !"

કંઈક ગર્વથી આમતેમ જોતાં પટેલે કહ્યું: "અમે અમારાથી બનતું કર્યું છે."

શાહે પૂછયું: "આ આરામખુરશી કોની છે ?"

"મારી છે." દલાલ બોલ્યોઃ "આપણા શર્માજી આરામખુરશીના ખાસ શોખીન છે, એટલે હું ખાસ યાદ કરીને અહીં ઊંચકી લાવ્યો છું."

"ઠીક કર્યું."

"બેસ, શર્મા, બેસ ને ?"

શર્મા દલાલવાળી આરામખુરશીમાં નિરાંતે બેસી ગયો.

"હવે ? હવે ચહા પીશ ને શર્મા ? હવે તો પીવામાં વાંધો નથી ને ?"

"ઊંહ !"

"કેમ ?"

"મને કશાની રુચિ હોય તેમ લાગતું નથી." શર્માએ

ડોકી હલાવી જવાબ આપ્યો.

"એની સાથે શીદ લમણાં ફોડે છે ?" શાહને વિદેશી મહેતા બોલ્યો.

"આપ સાહેબનું ડહાપણ જવા દો ને ?" શર્માજી કંઇક કરડાકીથી બોલી ઊઠયા.

શાહ મનમાં હસ્યો. શર્માની જીભ તો હજી કુહાડીની ધાર જેવી જ રહી હતી !

થોડી વારે કોઇએ બારણું ખખડાવ્યું અને તરત શાસ્ત્રીજીનું મુખડું બારણામાં દેખાયું. અંદર દૃષ્ટિ ફેંકી તદન ધીમે પગલે તે અંદર આવવા લાગ્યો.

"અધુના શર્માજીની પ્રકૃતિ કેમ છે ?" તેણે શાહ પાસે જઈ એકદમ ધીમા સ્વરે પ્રશ્ન કર્યો.

"એવી ને એવી જ છે." શાહે જવાબ આપ્યો: "આમ ભૂતની માફક આવવાની જરૂર નથી. એ તો જાગે છે. એને ઊંઘવું નથી."

"બંધુ શાહ, ત્યારે તો સંજોગો અતિશય અનુકૂળ છે. હું શર્માજીને શ્રીમદ્ ભગવદ્ગીતામાંથી મોક્ષસંન્યાસયોગ વાંચી સંભળાવવાની પ્રબલેચ્છા ધરાવું છું. તેના શ્રવણથી એમને પરમ શાન્તિ પ્રાપ્ત થશે."

શાહ બોલ્યો: "તું જ વાંચીને શાન્તિ પ્રાપ્ત કર ને ?"

"કદાપિ આપે પણ એનું શ્રવણ નહિ કર્યું હોય, તેથી જ આવાં કટુ વચનો આપ ઉચ્ચારો છો."

"જા, જા અહીંથી, ભગતડા !"

"પ્રિય બંધુ શાહ!—"

"શર્મા!" શાહે શર્મા તરફ જોઈને પ્રશ્ન કર્યો: "શાસ્ત્રી તને પેલું વાંચી સંભળાવે તે તારે સાંભળવું છે?"

"હું કંઈ ના જાણું!" શર્મા બોલ્યો.

શર્માના આવા વિચિત્ર જવાબથી શાસ્ત્રીજી જરાય નિરાશ થયા નહિ. તેમણે ખુરશીમાં બેસી, પ્રથમ શિખાબંધન કરી લઈ પોતાની સાથે આણેલું ગીતાનું પુસ્તક ખોલ્યું, અને ગળું ખોંખારીને શરૂ કર્યું: "હં! સાંભળો: **अर्जुन उवाच**! અર્જુન કહે છે:—

**संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम्॥**
**त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥१॥**

"હે મહાબાહો, હે હૃષીકેશ, હું સંન્યાસનું તત્ત્વ જાણવા ઇચ્છું છું તથા હે કેશીને મારનારા, ત્યાગનું તત્ત્વ પણ જુદું સમજવા ઇચ્છું છું."

શર્માએ કંઈક ગુસ્સાથી કહ્યું: "આ કયો ગધેડો ભૂંકે છે?"

મહેતા બોલ્યો: "બંધ કર, શાસ્ત્રી!"

ડોળા તતડાવતાં શર્મા બોલ્યો: "એ ચક્રમને કાઢો બહાર!"

"હવે જા ને બાપલા!" શાહ બોલ્યો: "તું નકામો દરદીને હેરાન કરે છે."

"શિવ! શિવ! શિવ! કંઈ ચિંતા નહિ. શર્માની ઇચ્છા હશે તો આવતી કાલે અવશ્ય આ અધ્યાયનું શ્રવણ કરાવીશ. આવાં ધાર્મિક કાર્યો માટે તો હું સર્વદા આતુર જ રહું છું. મારા પરમ પૂજ્ય પિતાશ્રી—"

મહેતા હવે ડોળા તતડાવતો ઊભો થયો, એટલે શાસ્ત્રી

લંબોદર શર્મા



શાહ બોલ્યો : 'હવે જાને બાપલા...'

બારણાં તરફ સરકયો.

"મને દ્વાર સુધી વળાવવા આવવાની તસ્દી લેવાની લેશ માત્ર પણ આવશ્યકતા નથી—"

આમ છતાં મહેતા આગળ વધ્યો એટલે શાસ્ત્રી ત્વરિત વેગે બહાર ચાલ્યો ગયો.

"મિત્રો," શર્મા બોલ્યોઃ "તમે બધા બેસી કેમ જતા નથી ? તમને થાક લાગશે."

આ કદાચ પહેલી જ વાર પોતાની જાતને બદલે બીજાઓને માટે શર્માએ ચિંતા દેખાડી હતી. બધા આશ્ચર્યમુગ્ધ થઇ ગયા.

"આ શું કહેવાય ?" પટેલના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયા.

"ભાઈ, શર્મા !" મહેતા કંઇક ગળગળે સાદે બોલ્યો.

"ઓહ, બેસો ને ? આ આરામખુરશીમાં બેસવું છે ?"

"ઉંહ ?"

"તમે કોઇ આ આરામખુરશીમાં બેસશો ?"

સૌ અજાયબીમાં ગરકાવ થઈ ગયા. જેની રગેરગમાં સ્વાર્થીપણું ભરેલું હતું તેવા શર્માજીના સ્વભાવનો આ એકાએક કેવો પલટો ?

"તું બેસી રહે, શર્મા !" શાહ બોલ્યોઃ "એ ખુરશી ખાસ તારે માટે જ મંગાવી છે. હવે થોડી ચા પીશ ?"

"કદાચ પીશ ખરો." શર્માએ પોતાનો જાડો હાથ કપાળ ઉપર ફેરવતાં કંઈક અનિશ્ચિતતાથી કહ્યું: "હં, તમે એમ કહો છો કે આ મારી જ રૂમ છે ?"

"હા."

"તો પછી કબાટમાં જુઓ, કે કંઈ પડયું છે ?"

"ના, ના. અત્યારે અમારાં ચાપાણી થાય છે."

"નહિ, નહિ !" શર્મા બોલ્યો: "તમે બધા મારી રૂમમાં આવો અને ચાપાણી તમારાં હોય ? ચાપાણી મારાં જ હોવાં જોઈએ !"

મહેતાએ ધીમેથી કહ્યું: "હવે કદાચ ભાઈસાહેબ પોતાના મનીઓર્ડરની વાત લાવશે !"

"ઉંહુ !" શર્મા સાંભળી ગયો હોય તેમ જણાયું: "એ શું કહ્યું ?"

"હું તો કહેતો હતો કે તારું એક મનીઓર્ડર આવવાનું હતું ને ?"

શર્માના કપાળ ઉપર કરચલીઓ પડી. 'મનીઓર્ડર" શબ્દ તેની જૂની સ્મૃતિને કંઇક સ્પર્શતો હોય તેમ જણાયું. તેણે યાદ કરવા પ્રયત્ન કર્યો, પણ કશું યાદ આવી શકયું નહિ. તેણે ડોકું ધુણાવતાં કહ્યું: "મારે કોઈનું મનીઓર્ડર આવવાનું નથી."

"શું ?"

"મારું મનીઓર્ડર આવવાનું નથી. મારું મનીઓર્ડર કદી યે આવતું નથી. મને કોઈ મોકલનાર જ નથી ને ?"

શર્મા તરફ સૌ વિલક્ષણ દૃષ્ટિએ જોવા લાગ્યા. જિંદગીમાં કદાચ પહેલી જ વાર શર્મા સાચું બોલતો હતો. તેનામાં આટલું બધું પરિવર્તન થઈ જશે એમ કોઈએ ધાર્યું ન હતું.

મહેતા બોલ્યો: "માંદો શર્મા સાજા શર્મા કરતાં અનેક રીતે સારો છે !"

"ઉંહુ!" શર્માએ પોતાનાં ખીસાં તપાસતાં કહ્યું: "મારા ખીસામાં કંઈ હોય તેમ લાગતું નથી—"

"કંઇ વાંધો નહિ. અમે જ આજે ચાપાણીના પૈસા આપીશું."

શર્માએ ડોકું હલાવી ના પાડી: "નહિ. મારે માટે તો ખરચશો જ નહિ."

"પ....ણ....પ....ણ....કેમ નહિ?"

"નહિ." શર્માએ ડોકું હલાવ્યું અને પછી ધીમેથી ઊઠીને જર્મનના લોટામાંથી પ્યાલામાં પાણી કાઢી પીવા માંડયું. તેની પ્રત્યેક હિલચાલ દરેક જણ નિહાળ્યા કરતા અને તેમાં તેમને વિલક્ષણતા દેખાતી.

શર્માએ કદી પોતાના પ્યાલા કે લોટા માંજવાની તસ્દી લીધી ન હતી. જેમતેમ એ નળેથી પાણી લાવતો અને પ્યાલા ઉપર ઉપરથી વીંછળી નાંખી પાણી ઢીંચ્યા કરતો. કેટલીક વેળા તો તે બીજાને માથે જ આવું કામ ઢોળી પાડતો. એ તેની ચાલાકી હતી.

પણ હવે? હવે શર્મા તદ્દન બદલાઈ ગયેલો લાગતો હતો. હવે તે કંઇક વિચાર કરતો થઈ ગયો હતો. સારાખોટાનું તેને ભાન થયું હતું. એકલપેટા થવાને બદલે તે હવે બીજાઓની ચિંતા પણ કરતો હતો! બધાને થયું: શું શર્માને ઠીક નહિ થાય? તેની યાદશક્તિ સદાને માટે ગુમ થયેલી રહેશે?

"ઓહ! મને ઉપાય સૂઝયો છે!" પટેલે આનંદથી નાચવા જ માંડયું.

"શાનો ઉપાય?"

"એની યાદશક્તિ પાછી લાવવાનો!"

"કેવી રીતે?"

"એના નાના ભાઇ ભગુ શર્માને બોલાવી તેની સામે ખડો કરીએ! ભગુ સામેના બ્લોકમાં જ રહે છે. તેને જોશે એટલે કદાચ આની યાદશકિત પાછી આવી જશે."



## પ્રકરણ ૮મું

### ભગુ તો ઢોંગ જ માને છે!

પટેલની યુક્તિ સાંભળી શાહ આનંદથી નાચી ઊઠયો.

"શર્માની સાથે આપણી ય યાદશક્તિ ગુમ થઈ લાગે છે! અત્યાર સુધી એ ભગુડો યાદ કેમ ના આવ્યો?"

લંબોદર શર્માનો નાનો ભાઈ ભગુ શર્મા પ્રીવિયસમાં અભ્યાસ કરતો હતો. બન્ને ભાઈઓ એકબીજાથી ચઢે તેવા હતા એટલે ભગુને પોતાના કલાસમાં કોઈની સાથે બનતું નહિ. તેને પોતાના મોટાભાઈ એટલે કે આપણા શર્માજી સાથે તો પ્રથમથી જ પાડાખાર હતો. એટલે બન્ને ભાઈઓ મહિનામાં ભાગ્યે જ એક વાર એકબીજાને મળતા.

ભગુ લંબોદરની એક જાતની આવૃત્તિ જ હતી. ભગુનું શરીર પણ તેના મોટા ભાઈ જેવું ગોળમટોળ હતું. બન્નેને ઉછીના પૈસા માગવાની ટેવ પડી ગઈ હતી અને બન્ને ભાઇઓ પેટની વખાર ભરવામાં એક્કા હતા. વળી બન્ને એકબીજાની ખીસા-

ખરચી પડાવી લેવાની પણ દાનત રાખતા, એટલે ધીમે ધીમે તેમનો ભ્રાતૃભાવ તદ્દન ઓગળી ગયો હતો.

તેમ છતાં લંબોદર માંદો પડયો છે એવું જાણીને ભગુ જરૂર આવશે એવું બધાને લાગ્યું. ભગુને જોતાં જ કદાચ શર્માને બધું યાદ આવી જાય એ બનવા જોગ હતું.

"ભગુને ખબર તો પડી હોવી જ જોઈએ." મહેતાએ બધાના સામું જોઈ કહ્યું: "એ આવ્યો કેમ નહિ હોય ?"

"એ આવવો જ જોઇએ."

શાહે ખભા ઊંચા કર્યા. બન્ને ભાઇઓ વચ્ચે કેવો પ્રેમ છે તેની તેને સાધારણ માહિતી હતી. તે ઉપરથી તેને ખાતરી હતી કે તેઓ એકબીજાની ઝાઝી દરકાર કરે તેમ ન હતું.

તે બોલ્યો: "આપણે તેને બોલાવી લાવવો જોઈએ."

"હા. એ રસ્તો ઠીક છે."

શર્મા તરફ જોઇ પટેલે કહ્યું: "ભાઈ, શર્મા !"

"Yes ! કેમ, શું છે ?"

"તારે ભગુને મળવું છે ?'

"ભગુ ? ભગુ ?" શર્માએ ભવાં સંકોચી ઊંડા વિચારમાં પડી જતાં કહ્યું.

"ભગુને ભૂલી ગયો ? તારો નાનો ભાઇ ભગુ પણ અહીં સામેના બ્લોકમાં રહે છે ને ?"

શર્મા કંઈક ઊંડા વિચારમાં પડયો. જૂની સ્મૃતિઓ તાજી કરવા તેણે પ્રયત્ન કર્યો. પણ કંઈ વળ્યું નહિ. "મને કંઈ યાદ આવતું નથી !" તેણે પોતાનો જાડો હાથ કપાળ ઉપર ઘસતાં કહ્યું.

"એને પકડી લાવ ને!" શાહે ધીમેથી કહ્યું: "શર્માને હમણાં કહેવાથી કંઈ વળે તેમ લાગતું નથી."

"હમણાં જ પકડી લાવું છું." કહી પટેલ ઊપડયો. ભગુનું નામ સાંભળીને પણ શર્મા કંઈ યાદ કરી શકયો નહિ, તેથી પટેલ કંઈક વધારે ચિંતામાં પડી ગયો હતો. શર્મા ભગુને જોયા પછી પણ કંઈ યાદ નહિ કરી શકે, તો?

પટેલ ઝપાટાબંધ હોસ્ટેલની બીજી પાંખ પાસે પહોંચી ગયો.

"શર્માના ભાઈ ભગુને જોયો છે?" જે મળે તેને તેણે પૂછવા માંડયું.

ભટ્ટે કંઈક કટાક્ષથી પૂછયું: "એ ભાઈસાહેબ હજી લંબોદરને જોવા નથી આવ્યા કે?"

"ના."

"વાહ! બહુ પ્રેમાળ સ્વજન હોય તેમ લાગે છે!"

"હશે! હું તેને લંબોદર પાસે જ લઈ જવા માગું છું. તમે કોઈએ તેને દીઠો છે? તે અત્યારે કયાં છે?"

એક જણ બોલ્યો: "હા, હા! જાઓ પેલી સામેની રૂમમાં છે. હમણાં જ મેં તેને ત્રિવેદી સાથે જતાં જોયો હતો."

"વારુ." કહી પટેલ એ રૂમ આગળ ગયો. રૂમ નજીક પહોંચતાં જ તેને અંદરથી ગુસ્સાભર્યા અને ઉશ્કેરાયલા અવાજ સંભળાયા. ત્યાં એ યોદ્ધાઓએ પણ કંઈ જમાવી હોય તેમ લાગતું હતું.

પટેલને ખબર હતી કે ભગુને પણ તેના મોટા ભાઈની

માફક કોઈની સાથે બનતું ન હતું. તેણે રૂમનું બારણું ઉઘાડી અંદર જોયું. ભગુની આસપાસ કોલેજિયનોનું ટોળું વિંટળાઈ વળ્યું હતું. ભગુ પણ ગુસ્સાથી ડોળા આમતેમ ફેરવતો મોટા ચશ્માંમાંથી નજર નાખી રહ્યો હતો. અત્યારે તેનો દેખાવ આબાદ લંબોદર શર્મા જેવો જ દેખાતો હતો.

ભગુની સામે પટેલનો જ નાનો ભાઈ રસિક ભગુની સામે મુક્કી ઉગામતો ઊભો હતો! ત્યાં એકઠા થયેલા કોલેજિયનો મોટે ભાગે પ્રીવિયસમાં અભ્યાસ કરતા હતા. તેમને વાંચવામાં અનુકૂળ થઈ પડે એટલે એ બ્લોકમાં મોટે ભાગે પ્રીવિયસ-વાળાઓને જ રૂમ આપવામાં આવી હતી.

રસિક બોલ્યો: "ગદ્ધા !"

"જંગલી !"

"જાડિયા પાડા! દાંત જ તોડી નાખીશ હમણાં !"

"મારી તો એક જ મુક્કી બસ છે !"

"વાહ !" પટેલ આ બધું સાંભળીને મનમાં વિચાર કરવા લાગ્યો: "આ લોકો પણ આબાદ અમારા જેવી જ જમાવે છે! ભગુ પણ જાણે લંબોદર શર્મા જ જોઇ લ્યો !" રૂમમાં દાખલ થઈ તે આગળ આવ્યો: "હલ્લો! આ કયા યુદ્ધનું રીહર્સલ ચાલે છે? પાણીપતનું કે ફત્તેહપુર સિક્રીનું ?"

બધાએ હવે આશ્ચર્યથી પટેલ તરફ જોયું. રસિક પણ કંઈક વિચારમાં પડી ગયો. પોતાના મોટા ભાઈ તરફ તે બહુ માનભેર વરતતો હતો. પરંતુ પ્રીવિયસવાળાઓની બાબતોમાં ઉપલા વર્ગવાળા માથું મારે તે કોઈને ગમ્યું નહિ.

"તમે તમારું કામ કરો!" રૂસી બોલ્યોઃ "અમારી બાબતમાં માથું મારવા કેમ આયાચ?"

"પણ થયું છે શું?"

"આ જાડિયાની મોંકાણ!" રસિકે કહ્યું: "અમે બપોરે ઉજાણી કરવા માટે ખાસ સુરતથી ભૂસું અને ઘારીની છાબડી મંગાવી રાખેલાં—"

"આ પાડો બધું ઉડાવી ગયો!"

"ઘારી બધી ય સાફ!"

"ભૂસાનો પણ કણ રહેવા દીધો નથી!"

"એનું પેત બી ખોદાયજીએ અજબ તરાહનું ઘરેલું લાગેચ!"

"મને....મને...ખબર ન હતી!" ભગુ બોલ્યોઃ "હું તો ટેબલ નીચેથી પેન્સિલ લેવા ગયો ત્યાં અચાનક મારા હાથમાં છાબડી આવેલી, અને—"

"જૂઠ્ઠા!"

"હરામખોર!"

"હું....સોગનથી કહું છું કે...."

"હા, તારા સોગન પણ પાછા...."

"સાયલન્સ પ્લીઝ!" પટેલ હવે વચ્ચે પડયોઃ "ભગુની ખાસ જરૂર છે."

"પણ અમારા પૈસા ભરી આપે, પછી ભલે ગમે ત્યાં જાય. પછી એને ફાવે તો સાબરમતી જઈને ભલે ને પડતું મૂકે!"

"દૂધેશ્વરનો રસ્તો ય ખુલ્લો છે!"

પટેલે કહ્યું: "રસિક, તમે બધા આટલો વખત એને જવા દો. એનો મોટો ભાઈ માંદો છે, એટલે એને ત્યાં મળવા માટે લઈ જવો છે."

"એને ક્યારની ય ખબર છે!" દેસાઈએ કહ્યું: "મેં જ એને એક કલાક પહેલાં ખબર આપી હતી. પણ એને મળવા જ જવું નથી તેનું કેમ?"

"મારે....મારે....મળવા જવું છે." જેમ તેમ કરતાં આ બલામાંથી ક્યારે છુટાય એમ વિચારતો ભગુ નરમઘેંશ થઈને બોલ્યો: "અરેરે, મારા મોટાભાઈની અત્યારે શું સ્થિતિ હશે!"

"હાય-હાય-રેએએએએ!" દેસાઈએ ચાળા પાડતાં ઠૂઠવો મૂક્યો.

"ઓ મારા—"

"ચાલ ભગુ!" પટેલે ભગુનો હાથ ખેંચી તેને બારણા તરફ ખેંચ્યો: "ચાલ, મોડું થાય છે."

ભગુ પટેલની સાથે ઘસડાયો. બધા ભગુની પાછળ આવવા તૈયાર થયા પણ હાથની ઈશારત કરી પટેલે તેમને અટકાવ્યા.

"હજી ઘણો સમય મળશે!" પટેલે જતાં જતાં બધાઓને ગર્ભિત સૂચન કરતાં કહ્યું.

ભગુ પણ આ ગર્ભિત સૂચનનો અર્થ સમજ્યા વિના રહ્યો નહિ. પરંતુ હાલ તરત પોતે આફતમાંથી ઊગરી જાય છે એમ વિચારી તે પટેલ સાથે આગળ ચાલ્યો.

"એ હમણાં ક્યાં છે?" ભગુએ પટેલને પૂછ્યું. બન્ને

ભાઇઓની ઉંમરમાં થોડું જ અંતર હતું અને બન્ને નાનપણથી સાથે જ ફરેલા એટલે એકબીજાને તુંકારાથી બોલાવતા હતા.

"એની રૂમમાં જ છે." પટેલે જવાબ આપ્યો.

"હું ત્યાં આવીશ તેથી શું ફેર પડવાનો છે ?" ભગુ છટકવાનો વિચાર કરી બોલ્યો: "એને કહેજો કે ભગુ ખબર પૂછતો હતો !"

પટેલ આશ્ચર્યથી આ જાડિયા સામે જોઈ રહ્યો. એ પણ કંઈ શર્માથી ગાંજ્યો જાય તેવો દેખાતો ન હતો !

"પેલા લોકો પાસેથી છોડાવ્યો તેમાં કે ?"

"હા, તે માટે તમારો ઉપકાર. પણ જાણે એમ છે ને...." કહી ભગુએ જરાક આઘા સરકવા માંડયું.

પટેલે તરત એની બોચી પકડી.

"જાડિયા ! કયાં છટકે છે ? સીધો સીધો ચાલે છે કે નહિ?"

"ઉંહ ! આવું તો ખરો, પણ એકાદ રૂપિયો ઉછીનો આપો. પછી હું ત્યાં આવવા તૈયાર છું."

"ચાલ ચાલ હવે, રૂપિયાવાળા !"

"આઠ આના તો આપો ! મારાં ખીસાં હમણાં ખાલીખમ થઈ ગયાં છે અને એ મારી પાસે થોડાક રૂપિયા માગે છે. મને જોશે એટલે એ તરત ઉઘરાણી કરશે. એને આઠેક આના આપું તો તેનું મોઢું હમણાં બંધ થઈ જાય !"

"આઠ પાઈ પણ નહિ મળે !"

"ત્યારે આપણે આ ચાલ્યા !" કહી ભગુ બાજુ ઉપર



"જાડિયા, ક્યાં છટકે છે? સીધો સીધો ચાલે છે કે નહિ?"

સરકયો. પટેલે એ ફ્લંગમાં તેને પકડી પાડયો અને કાન આમળી પોતાની સાથે ઘસડવા માંડયો.

"ઓ રે ! ઓ બાપ રે ! મરી ગયો ! છોડી દે ! આવું છું, ભાઇસા'બ !"

પટેલે ભગુનો કાન છોડી દીધો એટલે ભગુએ કાન પંપાળતાં પંપાળતાં પટેલ સાથે ચાલવા માંડયું.

"મને બધી ખબર હતી." ભગુએ હવે ઠેકાણે આવીને વાત કરવા માંડી: "પણ એ તો બધા એના ઢોંગ છે ! એ તમને બધાને બનાવ્યા કરે છે ! તમે હજી એને પૂરો ઓળખતા નથી. એને તો કંઇ યે થયું નથી. તમારા ને મારા કરતાં એની યાદશક્તિ હજી વધારે સાજી છે !"

"ના, બિચારો ખરેખર બધું ભૂલી ગયો છે."

"કપાળ એનું !"

'અમે ખાતરી કરી જોઈ છે."

"ઢોંગી છે, ઢોંગી ! તમે જોજો તો ખરા !"

વાત કરતાં કરતાં બન્ને જણ શર્માની રૂમ તરફ ચાલ્યા. થોડુંક છેટું રહ્યું કે ભગુએ એકદમ પાછા વળી દોડવા માંડયું. પટેલ છેક અસાવધ ન હતો. તેણે તરત ભગાભાઈને પકડી પાડયા !

"હરામખોર !" તેણે ભગુનો કાન આમળતાં કહ્યું: "સીધો સીધો ચાલે છે કે નહિ ?"

"ઓહ ! ઓ રે ! મરી ગયો ! આવું છું. કાન છોડી દો."

"નહિ બને ! કાન પકડીને જ તને ઢસરડી જઈશ." કહી પટેલે કાન ઝાલીને પોતાની સાથે તેને ઘસડ્યો.

# પ્રકરણ ૯ મું

## ભ્રાતૃપ્રેમ !

"આઈ સે........!" શર્મા બોલ્યો.

બધાનું લક્ષ તેના તરફ દોરાયું. શર્માની આવી સ્થિતિને લીધે બધા તેના તરફ ખૂબ સહાનુભૂતિ દર્શાવતા થઈ ગયા હતા.

"કેમ, શું છે શર્મા ?" શાહે પૂછ્યું.

"બહાર શું ધમાલ છે ? કોઇ બૂમો પાડતું લાગે છે. કોઈ બિચારાને માર પડતો હોય તેમ જણાય છે."

શર્માને બીજાઓ માટે લાગણી થાય તે બધાને માટે આશ્ચર્યનો વિષય હતો. તેના કહેવા પ્રમાણે બહાર ખરેખર કંઈ ધમાલ જેવું લાગતું હતું અને થોડી થોડી વારે "મારો કાન મૂકી દો !"નો અવાજ સંભળાતો હતો.

"આ તો પટેલ તારા ભાઈને તેડીને આવતો હોય તેમ લાગે છે." શાહે કંઇક અનુમાન કરી ખુલાસો કર્યો.

થોડી વારે બારણું ઊઘડયું અને પટેલ ભગુનો કાન પકડી દાખલ થયો.

"આ રહ્યો ભગુ !" તેણે ભગુને આગળ ધકેલ્યો.

શર્માએ ઝીણી આંખો કરી ભગુ સામે જોયું. ભગુએ પણ લાગણીહીન દૃષ્ટિએ પોતાના મોટા ભાઈ તરફ નજર નાખી.

"તને વાગ્યું છે એમ મને ખબર મળી હતી." સ્વરમાં સહેજ પણ અનુકંપા દર્શાવ્યા સિવાય ભગુ બોલ્યો. પણ શર્મા

ચૂંચી આંખો કરી તેની સામે જોઈ જ રહ્યો.

"પણ હું તો જાણું છું કે આ બધા તારા ઢોંગ છે." ભગુએ ઉમેર્યું.

'શું ?"

"સાથે સાથે બહેરો પણ થઇ ગયો છે કે શું ?" ભગુએ હસીને કહ્યું: "મારી પાસે તારી ચાલાકી નહિ ચાલે!"

શર્મા બાઘામંડળની જેમ જોઇ રહ્યો.

"તું કોણ છે ?"

"વાહ !" ભગુ હસ્યો: "મને ય નથી ઓળખતો, ખરું કે ?"

"આ કોણ છે?" શર્માએ શાહને પ્રશ્ન કર્યો.

"એ જ તારો નાનો ભાઈ ભગુ !"

"મારો ભાઈ?"

"હા. એને નથી ઓળખતો ?"

"ભાઈ !" ભગુ બોલ્યો: "મને કહે તો ખરો કે આ ઢોંગ કેમ આદર્યો છે ? કોઇની સાથે શરત લાગી છે કે કંઇ મળવાનું છે કે શું ?"

"તું શું બોલે છે ? મને કંઈ સમજાતું નથી."

"તું કમાલ કરે છે, હોં !" ભગુ હસ્યો.

"કમાલ !"

"વાહ ભાઇ, વાહ ! અલ્યા, મારી સાથે ય બનાવટ ! તુ આખી હોસ્ટેલને બનાવી જઈશ, પણ આ ભગુને બનાવતાં તારે ફરી જનમ લેવો પડશે, સમજ્યો ?"

"આ તો હજી ખરું જ માનતો નથી !" પટેલે કહ્યું.

ભગુ ગુસ્સાથી બધા તરફ ફર્યો: "ત્યારે તમે બધા આ સાચું માનો છો ? એ બેઠો બેઠો તમને બધાને ગધેડા બનાવે છે."

"ચૂપ રહે !" શાહે ગુસ્સાથી કહ્યું.

"હું સાચું—"

"છાનો મરે છે કે નહિ ? કે પછી લમણામાં એક દઉં ?" શાહે મુક્કી ઉગામી કહ્યું.

ભગુ ચૂપ થઈ ગયો. શાહે શર્મા પાસે જઈ તેના ખભા ઉપર હાથ મૂકી, માયાળુ સ્વરે પૂછ્યું: "એને ઓળખતો નથી, શર્મા ?"

શર્માએ પોતાનાં મોટાં ચશ્મામાંથી ભગુ તરફ ડોળા ફેરવ્યા અને ડોકું ધુણાવ્યું : "ના, મને ઓળખાણ પડતું નથી." તે બોલ્યો.

"વાહ, ભાઈ, વાહ !" ભગુ બોલ્યો. તેને મનમાં ને મનમાં હસવું જ આવતું હતું.

શર્મા હજી ભગુ તરફ જોયા જ કરતો હતો. કંઈક યાદ કરવાનો પ્રયત્ન કરતો હોય એમ તેના ચહેરાની રેખાઓ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું. તેના મગજમાં ભારે ઘડભાંગ થતી હોય તેમ લાગતું હતું.

પણ ભગુને મન તો આ બધા ઢોંગ જ હતા. લંબોદર શર્માના સ્વભાવથી તે બરાબર પરિચિત હતો, એટલે અત્યારે શર્માની સ્થિતિને તે સાચી માનતો જ ન હતો. અત્યારે શર્મા સાચેસાચ મૃત્યુ પામ્યો હોત તો તેને પણ ભગુ

ઢોંગ જ સમજત ! તેના મનમાં ખાતરી જ થઈ ગઈ હતી કે શર્મા જે કંઈ કહે અથવા કરે તે પહેલા નંબરનું જુઠાણું જ હોઇ શકે !

શર્માના ચહેરા ઉપર અંકાતી રેખાઓમાં થતું પરિવર્તન નિહાળી ભગુ બોલ્યો: "તું ભાવપરિવર્તન પણ આબાદ કરી જાણે છે, હોં ! પહેલાં તું કહેતો હતો ત્યારે હું સાચું માનતો ન હતો, પણ હવે મને ખાતરી થાય છે કે તું 'એકટીંગ' પણ અફલાતૂન કરી શકે છે !"

"ચૂપ !" દલાલે ઘાંટો કાઢયો.

દલાલ તે જ વખતે હોટલવાળાના છોકરા પાસે ચા અને પ્યાલા ઊપડાવી આવ્યો હતો. દલાલ ગર્ભશ્રીમંત હતો અને વખતોવખત બધાને અને ખાસ કરીને શર્માને ચાપાણી પાતો.

હોટલના નોકરે પ્યાલામાં ચા રેડવા માંડી. દલાલ પૈસા પણ ઠીક ખરચતો એટલે રણછોડ તેને માટેની ચા ઘણી કાળજીપૂર્વક અને ચોખ્ખું દૂધ રેડીને બનાવતો. ચાની મીઠી સોડમથી ભગુના મોંઢામાં પાણી આવ્યું.

"I Say ! ભાઈ સીક છે. તેથી તમે આ બધા પૈસા ખરચો છો ?"

"હા."

"તેણે યાદશક્તિ ગુમાવી છે તેથી ?"

"હા. તેથી !"

"પણ એ બધા ઢોંગ છે !"

"પાછી એ જ વાત લાવ્યો ?"

ભગુએ ફરી એક વાર પોતાના મોટા ચશ્માામાંથી ભાઈ તરફ દૃષ્ટિ ફેંકી. તેને એમ જ લાગ્યું કે લંબોદર બધાની આબાદ બનાવટ કરી રહ્યો છે !

"તમે બધા ખરેખર આ સાચું માનો છો ?" તેણે નિશ્વાસ નાખીને પૂછ્યું.

" આ તો લમણાંફોડ જ કરાવશે ! તને કેટલી વાર કહ્યું કે—"

"પણ તમને બધાને મારે શું કહેવું ? બધાએ અક્કલ ગીરો મૂકી લાગે છે !"

"પાછું ડહાપણ ડહોળ્યું કે ?" શાહે ડોળા તતડાવ્યા.

ભગુએ બેપરવાઈથી પોતાના પાટલૂનના ખિસ્સામાં બન્ને હાથ નાખ્યા અને ધીમી સીટી વગાડવા માંડી. તે તો હજી આ બધું તૂત જ સમજતો હતો !

"ભાઈ, બહુ થયું હવે !" ભગુ બોલ્યો: "આ નાટકનો પ્રવેશ પૂરો થઈ ગયો ! હવે સીધા સીધા ઠેકાણે આવી જાઓ !"

"આ બધો શું લવારો કરે છે ?" શર્માએ ભવાં સંકોચી પ્રશ્ન કર્યો.

"લવારો ?" ભગુ કરડાકીમાં બોલ્યો: "તમારા મુખમાંથી ફુલડાં ખરતાં હશે, ખરું ?"

"ફુલડાં ? તું શું કહે છે ?" શર્માએ માથું ખંજવાળવા માંડયું.

"આ ડાહીમાનો દીકરો જો ને !" ભગુ હવે ખીલ્યો.

"એઈ અક્કલના ઇસ્કોતરા !"હલાલે ભગુનો ખભો પકડી

તેને હચમચાવી નાખતાં કહ્યું: "એની મા તે તારી મા નહિ? ચાલ, નીકળ અહીંથી!"

દલાલે તેના ખભા પકડી તેને બહાર કાઢયો. બહાર પડાળીમાં ગયા પછી ભગુ ધીમેથી બોલ્યો: "મિ. દલાલ, ગુસ્સે શું થઈ જાઓ છો? જરા સાંભળો તો ખરા. તમે સાચે જ માનો છો કે એ ઢોંગ કરતો નથી?"

"સાચું જ માનું છું વળી! કેટલી વાર કહેવું?"

"અને તેથી જ તમે તેને જે જોઈએ તે લાવી આપો છો?"

"અવશ્ય."

"જે જોઇએ તે? જે ખાવું હોય તે?"

"હા, હા, હા! એ કહે કે અત્યારે આઇસક્રીમ ખાવું છે તો તે, કે આફૂસ ખાવી છે તો તે પેટ ભરીને તેને ખવડાવવા અમે તૈયાર છીએ. જે માગે તે, સમજ્યો?"

ભગુના મોઢામાં પાણી આવ્યું. તેણે સિસકારો બોલાવ્યો: "હું જો એવો જ ઢોંગ કરું તો મારા કલાસવાળાઓ મને આવી રીતે ખવડાવે પીવડાવે કે કેમ?"

"મર ને અહીંથી!" દલાલે પગમાંથી બૂટ કાઢી ઉગામ્યો.

"બાપ રે!" કહી ભગુએ દોટ મૂકી. પણ દલાલનો બૂટ તેના બરડામાં જ વાગ્યો. ભગુએ ધડાક દઇને જમીનને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા.

"જંગલી!"

"બોલ્યો કે પાછો, જાડેખાં?"

ભગુએ મોઢું મચકોડયું એટલે દલાલ પાછો તેના તરફ ધસ્યો. ભગાભાઈ ઝટ ઊભા થઈ ફૂટબોલ ગબડે તેમ દુમ દબાવી આગળ દોડવા માંડયા. થોડે દૂર જઈ તેણે પાછળ જોયું. દલાલ તો ત્યાંથી જ પાછો વળ્યો હતો.

"ઉલ્લુકે પઠ્ઠે !" ભગુ બરાડયો અને પાછો નાઠો. છેવટે પોતાના બ્લોક પાસે આવી તે હાંફતો હાંફતો એક થાંભલાને ટેકે ઊભો રહ્યો. દલાલ તેની પાછળ આવતો ન હતો.

ભગુએ થોડી વાર શ્વાસ ખાધો. પછી તેનાં નેત્રો એકાએક આનંદથી ચમકી ઊઠયાં. તેના મગજમાં કોઇ અપૂર્વ યોજના ઘડાઈ હોય તેમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું.



## પ્રકરણ ૧૦મું

### શર્માને કેમ છે?

બારણું બંધ કરીને દલાલ પાછો શર્માની રૂમમાં દાખલ થયો. છોકરાએ ચાના પ્યાલા ભર્યા હતા અને પટેલ વચ્ચે મોટું ટેબલ ગોઠવવા મથતો હતો. શર્મા કંઈક વિચિત્ર ભાવથી આ બધું નિહાળ્યા કરતો હતો. થોડી વારે તે બોલી ઊઠયોઃ "I Say! લાવો, હું તમને મદદ કરું !"

"ના. તું રહેવા દે."

"ના, ના ! લાવ, ટેબલ ઝાલવા લાગું !"

શર્મા ખુરશીમાંથી ઊભો થયો અને ટેબલ ગોઠવવામાં

મદદ કરવા લાગ્યો. બધા આશ્ચર્યથી જોઇ રહ્યા. અગાઉ આવી રીતે ચા અને નાસ્તો લેવા બધા ભેગા બેસતા ત્યારે એ પોતે જરાય હાથ હલાવતો નહિ. બધા ટેબલ ગોઠવી આજુબાજુ ખુરશીઓ ગોઠવવામાં મદદ કરે, પણ એ રાજેશ્રી આંગળી સરખી પણ અડાડતા નહિ! એ જ શર્મા આજે સૌને ટેબલખુરશી ગોઠવવામાં મદદ કરી રહ્યો હતો!

બધાએ મળીને વચ્ચે બે ટેબલો સાથે ગોઠવી દીધાં અને આજુબાજુ ખુરશીઓ ગોઠવી દીધી એટલે છોકરાએ તેના ઉપર ચાના પ્યાલા મૂકયા. દલાલે પોતાની પાસેના ડબ્બામાંથી બિસ્કુટ કાઢીને દરેક પ્યાલા પાસે મૂકી દીધાં. સૌ ગોઠવાઇ ગયા એટલે કોઇએ બારણું ઠોકયું અને પેસીનું ડોકું અંદર દેખાયું. તેણે આમતેમ નજર નાખી બધું જોઈ લીધું. ચા અને બિસ્કુટ જોઈ તેની દાનત પણ બગડી. તેણે પ્રશ્ન કર્યો: "શર્માને હવે કેમ છે?"

"એવું ને એવું જ છે."

"મને પન બિચારાની દયા આવે છે." પેસી દયા ખાતો હોય તેમ બોલ્યો: "હું જરા તેની પાસે બેસસ તો એને ગમસે?"

"જરૂર. અંદર આવ."

પેસી અંદર આવ્યો.

"તુમી ચહા પીધેલા કે નહિ પીધેલા?" મડગાંવકર બોલ્યો.

"ના હજી નથી પીધી."

"ત્યારે આમચી સાથ પીશો ના?"

"હા."

"પેલી ખુરસી મધી બેસી જા!"

પેસી તરત ગોઠવાઈ ગયો.

એકાદ મિનિટ ભાગ્યે જ વીતી હશે ત્યાં ફરીથી બારણું ઊઘડયું અને ભટ્ટ સાહેબ ધીમે પગલે દાખલ થયા. એને પણ દયા આવતી હોય તેમ જણાતું હતું!

"શર્માને કેમ છે?"

"એમ ને એમ જ છે."

"ગરીબ બિચારો! ભાઈ, શર્મા, કેમ છે તને?"

"ઉંહ!"

"હવે જરા ઠીક લાગે છે?"

"તું કોણ છે?"

"હું? હું ભટ્ટ. તારો જૂનો દોસ્ત!"

"ઓહ?"

"અહાહા! આ બધું શું ખડકયું છે?" ભટ્ટે જાણે અત્યાર સુધી ચા વગેરે જોયું જ ન હોય તેમ અજાણ્યા થઈને પૂછ્યું. દલાલ ગાંઠીઆનું પડીકું છોડતો હતો તેના ઉપર પણ તેની દૃષ્ટિ પડી.

" અમે આ બધું શર્માને ખવડાવીએ છીએ." દલાલે જવાબ આપ્યો.

"બહુ ભૂખ્યો થયો છે, શર્મા?" ભટ્ટે પૂછ્યું.

"ના. કંઈ ખાસ ભૂખ નથી લાગી." શર્માએ આંખો ઝીણી કરતાં જવાબ આપ્યો.

"ત્યારે આટલું બધું એને ખવડાવશો તો બિચારાને અજીર્ણ થઈ જશે !"

"તારો વિચાર શું છે ?" શાહે કંઈક મજાકમાં કહ્યું: "તારો વિચાર હોય તો તું પણ આવી જા ને !"

ભટ્ટ ચૂપ દઈને ખુરશીમાં ગોઠવાઇ ગયો. તે હજી ચાનો ઘૂંટડો ભરવાની શરૂઆત કરે છે, ત્યાં તો પ્રીવિયસવાળો દેસાઈ દાખલ થયો.

"શર્માને કેમ છે ?"

"આ પણ એક તાલ લાગે છે !" શાહ બબડયો. શર્માને માટે બધાનાં હૃદયમાં એકાએક દયા ફૂટી નીકળેલી જોઇને તેને આશ્ચર્ય થયું. જો કે હોસ્ટેલમાંનો દરેક જણ શર્મા માટે ચિંતાતુર તો હતો જ, પણ બધા આવી રીતે અને આ જ સમયે ખબર કાઢવા આવવા લાગ્યા એટલે શાહને પાકે પાયે વહેમ પડયો. આ સહાનુભૂતિ દર્શાવનારાઓએ હોટલના છોકરાને ચાની મોટી કીટલી લઈને આવતા જોયો હતો અને દલાલના હાથમાં પડીકાં જોયાં હતાં.

"હવે એને ઠીક તો છે ને ?" દેસાઈએ પ્રશ્ન કર્યો.

"સાંભળ્યું નહિ ? છે તેવું ને તેવું જ છે !"

"ઉંહ ! હું જરા વાર તેની પાસે બેસું તો તમને વાંધો છે ?"

દલાલે કહ્યું: "આવ ને, તુંય આવ. લે, ચા પી."

"તમારો બહુ આગ્રહ છે તો લઈશ." કહી દેસાઇ નજીક આવ્યો.

આખી રૂમમાં હવે બીજી એકેય ખુરશી ફાજલ ન હતી,

પણ દેસાઈ કંઈ દમ ખાય તેવો ન હતો. તેણે ઘાસતેલના ખાલી ડબા ઉપર પોતાની બેઠક જમાવી અને ચા તથા બિસ્કુટ ઉડાવવાં શરૂ કર્યાં !

એટલામાં તો દ્વિવેદી અને સોની પણ આવી પહોંચ્યા !

"કેમ છે શર્માને ?"

બધા હવે સમજી ગયા હતા એટલે આ પ્રશ્ન સાંભળતાંની સાથે જ આખી રૂમમાં હાસ્યનાં મોજાં ઊછળી રહ્યાં.

પેલા બન્ને જણ કંઈક શરમાયા અને પેસીની નજીક આવ્યા.

"તમુ લોકે પેલા પોરિયાને ચાઈ લાવતાં જોયો હોસે !"

"અં....અં....ઉં...."

"O. K. ! તમુ લોક બી આવો ! હું બી તમારી જ કાની સર્માની ખબર જોવા આયો ઉતો. પન આય લોકોએ ચાઈ પીવાની બહોંસ કીધી એતલે ફસાઈ પર્યો !"

"ખુરશી તો હવે નથી" દલાલ બોલ્યો: "એટલે આપને લાચારીથી જમીન ઉપર જ બેસવું પડશે. બાકી ચાબિસ્કીટ વગેરે તો પુષ્કળ છે, તે તમને આપું છું."

"નીચે બેસીશું તમારો આગ્રહ છે તો—"

એક વાર ફરીથી હાસ્યનું પ્રચંડ મોજું આખા રૂમમાં ફરી વળ્યું. દ્વિવેદી અને સોની નીચે બેસી ગયા અને તેમણે પણ ચા પીવા માંડી.

રૂમ હવે ચિકાર ભરાઈ ગઈ હતી. બારણું પણ બરાબર ઊઘડી શકે તેમ ન હતું, એટલે કોઈએ બારણું ઉઘાડયું

ત્યારે દ્વિવેદીના હાથને ધક્કો લાગ્યો અને તેના પ્યાલામાંથી ચા છલકાઈને નીચે ઢળી.

"સમાલિયો ! કોણ છે એ ?"

"એ તો હું છું." ગજ્જર અંદર ડોકિયું કરતાં બોલ્યો: "શર્માને કેમ છે હવે ?"

"હાહાહાહા" બધા ખડખડાટ હસી પડ્યા. ગજ્જર સહેજ ઝંખવાણો પડી ગયો.

"તમે બધા હસો છો કેમ ?"

"તમે પણ આવો." દલાલ હસતાં હસતાં બોલ્યો: "લે દોસ્ત પેસી, આ ગાંઠિયાની પ્લેટ જરા એના તરફ pass on કર, જોઈએ !"

પેસીએ પ્લેટ લઇ તેમાંથી થોડા ગાંઠીઆ પોતાની પ્લેટમાં સેરવ્યા અને પછી તે આગળ ધકેલી ! ચા ખૂટી હતી એટલે હોટલવાળા છોકરાને ફરીથી ચા લેવા દોડાવ્યો.

"તું હવે બારણાને બરાબર અઢેલીને જ ઊભો રહેજે." દલાલે ગજ્જર તરફ જોઈ કહ્યું. "બીજાને હવે અંદર દાખલ થવા દેતો નહિ. આટલા જ બહુ છીએ !"

ગજ્જર બારણાને બરાબર દબાવીને ઊભો ઊભો ગાંઠિયા ઉડાવવા મંડ્યો, એટલામાં બારણા ઉપર પાછા ટકોરા થયા !

એકદમ પાછું રૂમમાં હાસ્ય ફેલાઇ ગયું.

"આપસાહેબ શર્માની તબિયત જોવા આવ્યા છો ને ?" બારણું ઉઘાડ્યા વિના જ હસતાં હસતાં ગજ્જર બોલ્યો: "હવે

એમને ઠીક છે. આપ હવે જઈ શકો છો !"

ફરી પાછા ટકોરા સંભળાયા.

"Sharma is O. K. ! You can go now, my good sir !" પેસી બિસ્કુટ ખાતાં ખાતાં બોલ્યો.

"એ છાબ, ચા લાયો છું !" બહારથી અવાજ આવ્યો. ગજ્જરે ચમકીને બારણું ઉઘાડયું તો હોટલવાળાનો નોકર જીવલો ચાની કીટલી લઈને ઊભો હતો ! ખુદ શર્મા પણ આ તાલ જોઈ હસી પડયો.

છોકરાએ પ્યાલામાં ચા ભરવા માંડી, ત્યાં શાસ્ત્રી એક મોટા લોટામાં કંઇ લઈને આવી પહોંચ્યો.

"લોટો લઈને ચા પીવા આવ્યો છે ?" દલાલે હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

"નહિ, બંધુ ! આ તો શર્માજી માટે ઉકાળો બનાવીને લાવ્યો છું. બીજા કોઈને પણ એનું પાન કરવાની ઇચ્છા થાય તેથી આ મોટા પાત્રમાં જ લેતો આવ્યો છું."

"ઠીક કર્યું એ. ગજ્જર, એનો લોટો જરા આમ લાવ તો."

ગજ્જરે પેસીના હાથમાં લોટો આપ્યો એટલે પેસીએ ઉકાળાની સોડમ લઈ, કટાણું મોં કરી, દલાલ તરફ લોટો ધર્યો.

"મુઓ નખ્ખોદગીઓ ! કંઇ આદુમરચાંનો ઉકાલો કરી લાયો લાગેચ !"

"લાવ જોઇએ." કહી દલાલે લોટો લઈ તેમાંથી એક પ્યાલામાં ઉકાળો કાઢયો અને એક ઘૂંટડો ભરી દીવેલિયું ડાચું કરી નાખ્યું.

"ઉહુંહુંહું ! નર્યાં પીપરીમૂળના ગંઠોડા જ નાખ્યા લાગે છે !"

"પ્રિય મિત્રવર્ય, ગંઠોડા વાયુને કાપનારા છે. તદુપરાંત તેમાં મરી, સૂંઠ, ફુદીનો, કાળી જીરી, કરીઆતું, બ્રાહ્મી, કિવનાઈન, એસ્પિરીન, પોટાસિયમ બ્રોમાઈડ વગેરે વસ્તુઓ નાખેલી છે, જેથી શર્માજીને પિત્તપ્રકોપ થયો હશે તો તે દૂર થશે, જ્વરનું શમન થશે અને મસ્તિક રોગનું દમન થશે." શાસ્ત્રીજીએ પોતાના વૈદક શાસ્ત્રના જ્ઞાનનું પ્રદર્શન કર્યું.

"રહેવા દે, રહેવા દે, દીકરી !" પેસી બોલ્યો: "તારો વિચાર તો બિચારા શર્માની અત્તારથી જ પાયદસ્ત કરવાનો લાગેચ ! કેમ સર્મા, આય ઉકાલાનો જરી તેસ્ત કરવોચ ?"

"શું ?" શર્માએ ઝીણી આંખો કરી કહ્યું. "મારે તો હવે કંઈ જોઈતું નથી. તમે બધા પી જાઓ."

"અરે હા રે, એ થીક છે. હું એમ કેઉંચ દલાલ, કે આય ઉકાલો સાસ્તરીને જ પાઈ દીધો હોય તો ?"

"રાઇટ હો !" દલાલ બોલ્યો: "કેપિટલ આઈડિયા ! મિ. શાસ્ત્રી, તમારે જ તે લેવો પડશે ! લ્યો, પી નાખો ત્યારે !"

દલાલનું કહેવું સાંભળી બધા ખડખડાટ હસી પડ્યા. શાસ્ત્રીનું મોઢું કટાણું થઇ ગયું. તેના ચહેરા ઉપર કંઇક ગભરામણનાં ચિહ્નો જણાવા લાગ્યાં.

"પ્રિય વયસ્ય, આપની ઇચ્છાને હું અવશ્ય શિરોમાન્ય ગણુત, કિંતુ મારી જીભ્હા મધુર સ્વાદ વિના અન્ય સ્વાદ લઇ શકતી નથી એટલે લાચાર છું."

"એમ તે કંઈ ચાલે ? આવો મોંઘો ઉકાળો કંઈ ફેંકી

હેવાય ? એનો બીજો રસ્તો જ નથી. માટે એ તો તમારે પી જવો જ પડશે."

"સુજ્ઞ બંધુઓ, આપનો આગ્રહ સર્વથા અસ્થાને છે. હું..."

"શર્માને હવે કેમ છે ?" મહેફિલમાં પાછો એકાએક અવાજ સંભળાયો અને બારણામાંથી અંદર ડોકિયું કરવા મથતું ઝવેરીનું ડોકું દેખાયું.

"આવ ઝવેરી !" મડગાંવકર બોલ્યો. "અંદર આવે છે કેમ નથી ? લે આ ચા પી. શર્મા હવે સારી થતી જાય છે." એમ કહી મડગાંવકરે પેલા લોટામાંથી ઉકાળો કાઢીને પેશ્ચીને આપ્યો: "આ વાસણ જરા ઝવેરીલા Pass on કરી દ્યા !"

બધા જેમતેમ હસવું દાબી તાલ જોયા કરતા હતા. ઝવેરીએ હોટલના છોકરાને બીજી કીટલી લઈને આવતાં જોયો હતો એટલે જ એ ભાઈસાહેબ આવ્યા હતા !

"લે આ પ્યાલો" ગજ્જરે ઠેઠ રૂમ બહાર પ્યાલો પહોંચાડતાં કહ્યું: "જરા ટાઢી થઈ ગઈ છે માટે ઝટ પી જજે."

ઝવેરીએ આનંદથી પ્યાલો મોઢે માંડયો અને એકસામટા ત્રણચાર ઘૂંટડા જેટલો ઉકાળો ગળે ઉતાર્યો કે તેના મુખારવિંદે અવનવું રૂપ ધારણ કર્યું. તેના માથાના વાળ ઊભા થઇ ગયા, આંખો ઝીણી થઈ ગઈ અને ઘાંચીની ઘાણી ફરે તેમ તેની ડોકી ગળાની આસપાસ થોડી વાર ગોળ ચક્કર ચક્કર ફરવા માંડી. બધાના હાસ્યથી આખો ઓરડો એકદમ ગાજી ઊઠયો.

"ઊફ ! આવી બનાવટ ?" ઝવેરીએ બરાડતાં કહ્યું.

"બનાવટનો પ્રશ્ન જ નથી, બંધુ !" શાસ્ત્રી તેને ખભે

હાથ મૂકીને બોલ્યોઃ "કેટકેટલા કીમતી તેજાના નાખીને હું આ ઉકાળો શર્માજી માટે સ્વહસ્તે તૈયાર કરી લાવ્યો છું અને—"

"એમ ત્યારે, આ તારાં જ કારસ્તાન છે એમ કહે ને? લે ત્યારે, તું જ પી જા!"

આમ કહી, જવાબની પણ રાહ જોયા વિના ઝવેરીએ પોતાના હાથમાંનો પ્યાલો શાસ્ત્રીના મોઢામાં ખોસી દઈ તેને બળાત્કારે પાંચસાત ઘૂંટડા પીવડાવી નાખ્યા.

"ઓ....ઓ....અરે....થુ! થુ! થુ....!" કરતાં કરતાં શાસ્ત્રીએ ઉકાળાનો કોગળો કરી નાખ્યો, પણ તેના ગળામાં થોડોક ઉકાળો તો ઊતરી ગયો. શાસ્ત્રીએ ઊબકા ખાવા માંડયા અને નાટકમાં વન્સમોર કરતી વખતે જેમ તાળીઓ પડે તેમ તેના આ કાર્ય ઉપર તેના જ સહાધ્યાયીઓએ જોશભેર તાળીઓના ગડગડાટથી આખી હોસ્ટેલ ગજાવી મૂકી!



## પ્રકરણ ૧૧મું

### ભગાભાઈની યાદશક્તિ ગુમ થાય છે!

ભગુ તેના મોટાભાઈની રૂમમાંથી છટકયો ત્યારથી તેના મગજમાં કંઈ અવનવી જ યોજના ઉદ્દભવી હતી. બન્ને ભાઈઓ સ્વભાવે સરખા જ હતા. પણ કેટલીક બાબતમાં ભગુનું મગજ સારુ કાર્ય કરતું. શર્માની યાદશક્તિ ખરેખર ગુમ થઈ છે એમ

તે માનતો જ ન હતો. એ તો એમ જ સમજતો હતો કે ભાઈ પોતાનું કામ કાઢી લેવા બધાઓને બનાવ્યા કરે છે !

આ પ્રકારનો ઢોંગ આટલો બધો ફળીભૂત થાય એવી ભગુએ આશા રાખી ન હતી. તેમ છતાં શર્માનો ઢોંગ ફળીભૂત થયો હતો તો પછી પોતાનો ઢોંગ કેમ ફળીભૂત ના થાય ? તેનું મગજ ઝડપથી વિચાર કરવા લાગ્યું. પોતાના પ્રીવિયસ કલાસના વિદ્યાર્થીઓ કરતાં જૂનિયર બી. એ.વાળા વધારે ચાલાક હતા. તેઓમાંનો મોટો ભાગ ભાઇ તરફ નાપસંદગી દર્શાવતો. કેટલાક તો શર્માની ખાવાની અને ઉછીનું માગવાની આદતથી ખૂબ કંટાળી ગયા હતા. છતાં એ જ લોકો શર્માની આવી સ્થિતિમાં તેને જે જોઈએ તે હાજર કરતા હતા, તેની દેખરેખ રાખતા હતા અને તેને માટે લાગણી દર્શાવતા હતા ! જો આવા ચાલાક કોલેજિયનો બની જાય તો પછી પ્રીવિયસવાળા તો કીસ ગીનતીમેં ? આવા આવા વિચારો ભગુના મનમાં ઉત્પન્ન થયા કરતા હતા.

ભગુ મોટા ભાઈ કરતાં પોતાને વધારે ચાલાક માનતો હતો. જો ભાઇ આટલી સફળતાપૂર્વક પોતાનો ઢોંગ ટકાવી શકે છે તો પછી પોતાનું તો પૂછવું જ શું ? જો કે પ્રીવિયસવાળાઓ તેના તરફ જરા પણ સહાનુભૂતિ દર્શાવતા ન હતા. પરંતુ ભાઈ તરફે ય પહેલાં કયાં કોઈની સહાનુભૂતિ હતી ?

“યુક્તિ તો આબાદ છે !” ભગુ બબડયોઃ “પણ હવે પંચાત એ છે કે જરા પણ ઈજા થયા વિના મારે શરીરને કેવી રીતે ધોકો પહોંચાડવો, જેથી મારી યાદશક્તિ ગુમ થઈ જાય ?”

એ મુદ્દો અગત્યનો હતો. એક વાર પકવાન મળતું હોય તો પણ ભગુભાઈ ગબડીને પથ્થરમાં માથું પછાડવાનું સાહસ ખેડે તેવા ન હતા! ભીંત સાથે માથું પછાડી ઢીમણું ઉપસાવતાં પણ તેમનું જીગર ચાલતું ન હતું. કોઇને આવતો જોઇને પડતું નાખવાનો ઢોંગ કરવાનો વિચાર તો કર્યો; પણ આટલા ભારે શરીરે પછાડ ખાવી એ બિચારે જ ભગુનાં હાજાં ગગડી ગયાં! શરીરમાં બન્ને ભાઇઓ એકમેકથી ઊતરે તેવા કયાં હતા? ત્યારે હવે કરવું શું ?

ભગુ માથું ખંજવાળતો ખંજવાળતો વિચાર કરતો હતો. એટલામાં પાસાવાળા ત્યાં આવી પહોંચ્યો. ભગુને જોઈ તેણે ભવાં ચઢાવ્યાં; જો કે ભવાં ચઢાવવાનું કારણ તો બીજું જ હતું. ભાઈસાહેબે છક્કાપંજાનો નંબર લગાવ્યો હતો પણ કમનસીબે તે ખાલી ગયો હતો. તે છાનોછપનો ફીચરનો આંક લગાવી આવતો. પણ ભાગ્યે જ તેનો આંકડો સાચો પડતો છતાં એ છંદ તેનાથી છૂટતો ન હતો. ભગુ તો આવું જ કંઇ ખોળતો હતો. તેણે તરત ગુસ્સાપૂર્વક કહ્યું: "એઇ, એમ દાંતિયા કેમ કરે છે?"

"શું? કંઈ કોપરાપાક ખાવો છે કે શું?"

"કંઇ તું ના ખાઇ જાય! તું તે શું મને ખવડાવતી હતી?"

પાસાવાળાએ ભગુના બરડામાં કચકચાવીને મુક્કો જડી દીધો. ભગુએ મોટી ચીસ પાડી અને પછી પોતાને વાગે નહિ તેમ સાવચેતીથી તે જમીન ઉપર પડી ગયો.

પાસાવાળાએ બીજો મુક્કો ઉગામ્યો: "ચાલ, ઊભો થઇ જા!"

ભગુ છાનોમાનો પડી રહ્યો. તેણે ઝીણી આંખે રસિક અને ગાંધીને દૂરથી આવતા જોયા હતા. આવી તક ફરી ફરી મળે તેમ ન હતું, એટલે તેણે તેનો પૂરેપૂરો લાભ લેવાનો વિચાર કર્યો.

"ઊઠ જાડિયા, ઊભો થાય છે કે નહિ ?" પાસાવાળો બરાડયો.

ભગુ તો હાલ્યાચાલ્યા વિના નિશ્ચેષ્ટ જ પડી રહ્યો. પાસાવાળાએ તેનો પગ પકડીને હલાવ્યો. પણ ભગુ શેનો ઊઠે ? પાસાવાળો સમજ્યો ખરો કે જાડેખાં ઢોંગ કરે છે, પણ ભગુની મૂળ યુક્તિની તેને કંઈ સમજ પડી નહિ.

"એઇ પાડા, હવે ઊઠે છે કે નહિ ?"

ભગુ જવાબ આપ્યા વિના શાંત જ પડી રહ્યો. એટલામાં રસિક અને ગાંધી આવી પહોંચ્યા.

"એને એમ કેમ કરે છે ?" રસિકે પ્રશ્ન કર્યો.

"હરામખોર છે. એ ઢોંગ કરે છે. કંઈ ઓછો નથી."

"તેં બિચારાને માર્યો તો ખરો; અને પાછો ઉપરથી એને હરામખોર કહે છે ?"

"લ્યો ! આ વળી જાડિયાના ભાઈબંધ ફૂટી નીકળ્યા !" કહી હસતો હસતો પાસાવાળો ચાલ્યો ગયો.

"બિચારાને સખત વાગ્યું લાગે છે." ગાંધી ઘૂંટણીએ પડીને ભગુની સામે જોતાં બોલ્યોઃ "આપણે તેને અહીંથી લઈ જઈશું ?"

"હા, ચાલ એ બાજુ તું ટેકવજે. આ બાજુ હું ટેકો આપીશ." રસિક બોલ્યો.



બન્ને જણે જેમતેમ ભગુને ઊભો કર્યો અને તેની બન્ને બાજુએ રહી તેને દોરવા માંડયો.

"અરેરે, બિચારો !" ગાંધી બોલ્યો.

"પાસાવાળો છેક જ જડસા જેવો છે. ભગુ ! શર્મા ?"

ભગુએ જવાબ ન આપ્યો. તેની આંખો સખત બંધ હતી. માત્ર મોઢામાંથી તેણે કંઈક અસ્પષ્ટ ઉદ્‌ગાર કાઢયો. રસિકને ખરેખર ચિંતા થવા લાગી.

"ગાંધી, મને તો વહેમ પડે છે. બિચારાને બહુ વાગ્યું લાગે છે. એના ભાઈને માથામાં વાગ્યું તેથી શું થયું એ તો તું જાણે છે. આખા શર્માકુટુંબમાં મગજની નબળાઈ તો પેઢી

દર પેઢી ઊતરી આવી હોવી જોઈએ."

"એ પણ બનવા જોગ છે." ગાંધી બોલ્યો: "હવે એને રૂમમાં જ લઇ જવો છે ને ?"

"હાસ્તો."

બન્ને જણા જેમતેમ ભગુને ટીંગાટોળી કરીને રૂમમાં લઈ ગયા. ભગુની આવી સ્થિતિ જોતાં જ ત્યાં હાજર રહેલા છોકરાઓના મુખમાંથી આશ્ચર્યના ઉદ્ગાર સરી પડયા.

"શું થયું એને ?"

"પેલું બધું ચપાટી ગયો એટલે આફરો ચઢયો હશે !"

"એને જરા ખોખરો કરો !"

એકબે જણ મુક્કી ઉગામતા આગળ આવ્યા. પણ રસિકે હાથની ઇશારત કરી તેમને રોકયા.

"એને અડકશો નહિ. એને કંઇ થઈ ગયું છે. પેલા પાસાવાળાએ બિચારાને માર્યો !"

"પણ એને શું થઈ ગયું છે ?"

"એ જ ખબર પડતી નથી. એના મોટા ભાઈને માથામાં વાગ્યું અને તેની યાદશક્તિ ગુમ થઇ ગઇ છે. કદાચ—"

"જુઓ, જુઓ, ભાનમાં આવતો હોય તેમ લાગે છે." ગાંધી બોલ્યો.

ભગુએ આંખો ઉઘાડી: બધા તેની આસપાસ કંઇક આશ્ચર્યથી અને કંઈક ચિંતાથી વીંટળાઇ વળ્યા.

ભગાભાઈએ ચશ્માના મોટા કાચમાંથી ડોળા આમતેમ

ફેરવ્યા અને પછી પ્રશ્ન કર્યો: "હું કયાં છું ?"

"તું અહીં રૂમમાં જ છે."

"રૂમ ? કેવી રૂમ ?"

"રૂમ. આપણી હોસ્ટેલની રૂમ વળી !"

"હોસ્ટેલ ?" ભગુએ ઝીણી આંખો કરી પૂછયું: "એ શું છે ? મેં તો કદી એ નામ સાંભળ્યું જ નથી."

ભગુનો ઉત્તર સાંભળી બધા હેબતાઈ ગયા. તેમને એકાએક સત્ય સમજાઈ ગયું. પોતાના મોટા ભાઇની પેઠે ભગુએ પણ પોતાની યાદશક્તિ ગુમાવી હતી !



## પ્રકરણ ૧૨મું

### ભગુની યાદશકિત પાછી આવે છે !

"બાપ રે !" રસિક બોલી ઊઠયો.

"એને આ શું થઈ ગયું ?"

"એના કુટુંબમાં આ રોગ વંશપરંપરાનો છે કે શું ?"

રસિક બોલ્યો: "પેલા પાસાવાળાએ એને માર્યો તેની બોંકાણ છે !"

ગાંધીએ કહ્યું: "પણ તેણે કંઇ સખત મુક્કો નહોતો લગાવ્યો !"

"પણ એ નીચે ગબડયો ત્યારે તેનું માથું જમીન સાથે

અકળાયું હશે."

રૂસીએ ભગુના તાળવા પર આંગળાં ફેરવી જોયાં.

તે બોલ્યો: "અહીં તો કેથે પટાટો ઊપસી આવ્યો નથી!"

"ઢીમણું નથી?"

"ધીમનું બી નથી ને ધીમનો બી નથી! મુને લાગેચ એ ધીમનું અંદરની બાજુએ ઊપસી ગયું હોસે!"

"બેસ ને ચાંપલા!"

"ખરી વાત કેઉંચ, રસિક—"

"આવડો ગોકીરો કાં કરો? મને ભાળવા તો દિયો કે કેવું વાગ્યું છે!" ત્રિવેદીએ આગળ આવતાં કહ્યું. ત્રિવેદી આખા પ્રીવિયસ કલાસમાં ઠીક માનીતો થઇ પડયો હતો. કદાચ તેની શ્રીમંતાઈ પણ તેમાં કારણભૂત હોઇ શકે.

"હા, આવ ને! જો તો ખરો! ભગુની પણ બિચારાની દશા બેઠી લાગે છે!" રસિકે ત્રિવેદીને આગળ આવવા દેવા માટે જગ્યા કરતાં કહ્યું.

ભગુએ ચૂંચી આંખો કરી તેના સામું જોવા માંડયું: "હું કયાં છું?" જાણે પોતે આ પ્રશ્ન અગાઉ પૂછયો જ ન હોય તેવો ડોળ કરી ભગાભાઇ પાછા બોલ્યા.

ગાંધીએ ઉત્તર આપ્યો: "હોસ્ટેલમાં."

"હોસ્ટેલ? કોલેજની હોસ્ટેલ?"

"હા."

"તમે બધા કોલેજિયનો છો?"

"અલબત્ત !"

"પણ હું અહીં કેવી રીતે આવ્યો ?"

"ઓહ ! તું તો અહીં ક્યારનો ય છે !"

"મને....મને....માથામાં કંઈ દુઃખે છે." ભગુએ પોતાનો માંસલ હાથ કપાળ ઉપર ફેરવતાં કહ્યું: "કંઇ નવાજૂની થઈ છે ?"

"હા. તને વાગ્યું છે."

"મને....મને....બહુ દર્દ થાય છે."

"આ તો ભારે થઈ ગઈ !" ત્રિવેદી બોલી ઊઠયો: "લંબો-દરની યાદદાસ્ત ગુમ થઈ અને ભગુની પણ ગુમ થઈ !"

"એમનું કુટુંબ જ એવું લાગે છે." રસિકે કહ્યું: "એના ભાઈને માથા ઉપર ઢીમણું થયું છે, જ્યારે આને થયું નથી એટલો જ માત્ર તફાવત છે."

"એમાં ચિંતા કાં કરો ? એક સ્ટમ્પ માથામાં ઘો ને, એટલે તરત ઢીમણું નીકળશે !" ત્રિવેદીએ મજાક કરવા માંડી.

"એ ચક્રમને બહાર કાઢો !" હાથ ઊંચો કરી ભગુ બરાડયો: "આખરે તો 'ઠિયાવાડી જ ને?"

"ત્રિવેદી, એવું શું કહે છે ?" રસિકે તેના ખભા ઉપર હાથ મૂકતાં કહ્યું: "અને સ્ટમ્પ મારી ઢીમણું ઉપસાવવાની જરૂર જ ક્યાં છે ?"

"પણ હું 'ઠિયાવાડી છું ઈ વાત તો ઈ ભાઇસાહેબ ભૂલ્યા નથી !"

"વાત વહેમ પડતી ખરી !" હવે ગાંધીને પણ જરા

વહેમ પડયો: "આટલા બધામાંથી ત્રિવેદી જ કાઠિયાવાડી છે એમ તેને કયાંથી ખબર પડી?"

"ઈવિડા ઈને જ કહો ને, ઈ ખુલાસો કરશે. ભગુને જ પૂછી જુઓ."

"હું....હું....એને ઓળખતો જ નથી." ભગુએ તતપપ કરતાં કહ્યું: "મેં તેને અગાઉ કદિ જોયો જ નથી. ઓહ! અરે! મારા માથામાં કંઈ દરદ થાય છે!"

આમ કહીને ફરી પાછો ભગુએ પોતાનો જાડો હાથ કપાળ ઉપર ફેરવ્યો. બધાને હવે જરા જરા વહેમ પડવા માંડયો. ત્રિવેદી તો આ સાચું માનતો જ ન હતો. ગમે તેમ, પણ ભગુની યાદદાસ્ત તે જ દિવસે ગુમ થાય અને તે પણ આવા નજીવા કારણથી, એ જરા વિચિત્ર તો ખરું જ. બન્ને ભાઈઓ ઢોંગ કરવામાં એક્કા હતા એ કોઈથી અજાણ્યું ન હતું. ભગુને હવે જરા જરા ગભરામણ થવા માંડી. તેના મનમાંથી અનેક વિચારો પસાર થઇ ગયા. શર્માએ પોતાનું નાટક આબાદ ભજવી બતાવ્યું હતું. તેમાં કોઈને જરા પણ શક ઉત્પન્ન થયો ન હતો. અને પોતે તો લ'બોદર કરતાં વધારે ચાલાક હતો ને પ્રોવિંયસના છોકરાઓ બી. એ. વાળાઓ કરતાં વધુ બુદ્ધિશાળી હોય તે પણ બનવા જોગ ન હતું. છતાં આમ થવાનું કારણ શું? તેણે ફરી હિંમત એકઠી કરી ઉંહકારાટુંહકારા શરૂ કરી નાખ્યા.

"આહ! આહ! હે ભગવાન! બહુ દરદ થાય છે! પેટમાં પણ લાહ્ય બળે છે!"

"ભૂખબૂખ લાગી છે, ભગુ?" ગાંધીએ ઠાવકું મોઢું રાખી

પ્રશ્ન કર્યા.

"હા. બહુ જ લાગી છે." ભગુએ પેટ ઉપર હાથ મૂકતાં કહ્યું: "કદાચ કંઈ ખાઈશ તો મારી યાદશક્તિ પાછી આવી જશે !"

"એમ ?" રસિકે કંઈક આશ્ચર્યથી ઉદ્ગાર કાઢયો.

"હંમ !"

"અરેરે ! બિચારો ભગુ !" ત્રિવેદીએ સહાનુભૂતિ દર્શાવતાં કહ્યું: "ઈ ઇનું પોતાનું જ નામ ભૂલી ગયો લાગે છે. પછી ઈનો રજીસ્ટર્ડ કાગળ આવ્યો છે તેના ઉપર એ સહી પણ કેવી રીતે કરશે ?"

ભગુ ચમકયો. તેણે ત્રિવેદી તરફ નજર ફેંકી. ત્રિવેદીનું મોઢું ગંભીર હતું. તે મશ્કરી કરતો ન હતો.

"રજીસ્ટર્ડ કાગળ છે. ઘેરથી પૈસા આવ્યા હશે. એ પૈસા ય એવા ટાણે આવ્યા કે બાપડાને જરા ય ખપ નોં લાગે !"

"ત્યારે તો એ કવર પોસ્ટમેનને પાછું આપી દેવું પરસે !" રૂસીએ કહ્યું.

"હાસ્તો. એ વિના બીજો રસ્તો નથી."

"ઉંહ ! ઓહ ! આહ ! બહુ દરદ થાય છે. હું....મને ....કંઇક યાદ આવે છે ! હું....હું કોણ છું ?"

"તારું નામ ભગુભાઈ શર્મા." રસિકે કંઇક વહેમાઇને ઉત્તર વાળ્યો.

"હા, હા ! હવે યાદ આવ્યું." ભગુએ ડોળા ચગાવતાં

કહ્યું: "....મને....મને કંઈક વાગ્યું હતું તેથી મારી યાદદાસ્ત ગુમ થઈ હતી. હવે બધું યાદ આવતું જાય છે, ખરું."

"હજી દરદ થાય છે ?"

"ના. હવે મટવા આવ્યું લાગે છે." ભગુ ઘોઘરે સાદે બોલ્યો: "પાસાવાળાએ મને મૂક્કો લગાવ્યો ત્યારથી મારી યાદશક્તિ ગુમ થઈ ગઈ હતી."

"એ પાસાવાળા જ હતો એવી તને કેવી રીતે ખબર પડી ?" ગાંધીએ હવે ભગાભાઈને બરાબર પકડી લીધા.

"મને....મને....હમણાં જ યાદ આવ્યું."

"અત્યાર સુધી અમને બનાવ્યા જ કરતો હોય તેમ લાગે છે !" ગાંધી હસીને બોલ્યો.

"જો ગાંધી !" ભગુએ ભવાં ચઢાવ્યાં. "તને—"

"બેસ ને જાડિયા !"

"જા, જા ! તારી સાથે કોણ મગજમારી કરે ! હું પેલો રજીસ્ટર્ડ કાગળ જરા લઈ આવું, નહિ તો પોસ્ટમેન પાછો લઈ જશે."

"હવે વાયડો થા મા !" ત્રિવેદી ખડખડાટ હસીને બોલ્યો: "તારો કાગળ જ આવ્યો હોય તઈંયે ને ?"

ભગુ ચાટ પડીને ત્રિવેદી સામે જોઈ રહ્યો. ત્રિવેદીની યુક્તિ તેને સમજાઇ ગઈ. તેની નસેનસમાં ક્રોધ વ્યાપી ગયો. ઊછળીને ત્રિવેદીનું ગળું દબાવી નાખવાનું તેને મન થઈ ગયું. પણ જેમ-તેમ પોતાનો ગુસ્સો તેણે દબાવી રાખ્યો: "જૂઠ્ઠા ! આમ ખોટું બોલે છે ?"

"હું ખોટું બોલતો જ નથી." ત્રિવેદીએ મલકાતાં મલકાતાં કહ્યું: "મારા મનમાં કે તારી યાદશક્તિ ગુમ થઈ ગઇ છે તે પાછી કેવી રીતે લાવવી, તેને માટે મેં આ યુક્તિ શોધી કાઢી !"

ત્રિવેદીનો ખુલાસો સાંભળીને હાસ્યનું પ્રચંડ મોજું આખી રૂમમાં ફરી વળ્યું. હસતાં હસતાં બધાનાં પેટ દુ:ખી ગયાં.

"આબાદ સપડાયો !" રસિકે હસી હસીને નીચા વળી જતાં કહ્યું.

"બદમાશ ! હરામખોર—"

"વાહ ભાઈ! ભગુભાઈની યાદશક્તિ હવે પાછી આવી ગઈ ખરી !" ત્રિવેદી બોલ્યો.

"આહ ! અરેરે !" ભગુએ પાછું કટાણું મોઢું કરી કપાળે હાથ ફેરવવા માંડયો: "મારા માથામાં કંઈ ભારે દર્દ થાય છે !"

"અરે ! પાછું શું થઇ ગયું ?" રસિકે પ્રશ્ન કર્યો: "ફરીથી દરદ થવા માંડયું ?"

"હા ! ઉંહ ! ઓહ ! ઓ બાપ રે ! મને કંઇ થઈ જાય છે. તમે બધા કોણ છો ?"

"શું ?"

"તમે કોણ છો ? આ કઇ જગ્યા છે ? મને કંઇ યાદ આવતું નથી. તમે બધા—"

"ઊભો રહે તને યાદ કરાવું છું." હવે રસિક વિફર્યો. ભગુનો ઢોંગ તે સમજી ગયો હતો. "ગાંધી ! પેલી રૂમમાંથી જરા સ્ટમ્પ લાવ, જોઈએ. આપણે ભગુના તાલકામાં ઠોકી જોઈએ.

એનાથી ઢીમણું ઉપસી આવે અને કદાચ તેથી ભગુની યાદશક્તિ પાછી આવી જાય તો નવાઈ નહિ !"

"ઉપાય તો આબાદ છે !" કહી ગાંધી સ્ટમ્પ લેવા દોડયો. ભગુભાઈના મોતિયા મરી ગયા. આટલા બધા વચ્ચેથી હવે છટકાય તેમ ન હતું. તેણે તોતડાતી જીભે કહ્યું: "હવે...હવે મને બધું યાદ આવી ગયું !"

"ના, ભાઇ ના ! એમ કંઇ ચાલે ? પાછી થોડી વારમાં જ તારી યાદશકિત ગુમ થઈ જાય તો ? માટે એ ઢીમણા સિવાય બીજો ઇલાજ નથી, જેથી તારી યાદશક્તિ સદાને માટે સલામત રહે !"

ભગુ કંઇ જવાબ આપે તે પહેલાં તો ગાંધીએ ધીમે પગલે દાખલ થઈ ભગુના તાળવા ઉપર સાધારણ જોરથી સ્ટમ્પ ઠોકયો.

"ધડાક્!"

"ઓ બાપરે !"

"ધડાક્ !"

"મરી ગયો રે !"

ગાંધીએ બેત્રણ વાર સ્ટમ્પ ઠબકાર્યો એટલે રસિકે તેને ઈશારત કરી. ગાંધીએ સ્ટમ્પ આઘો મૂકયો. પછી રસિકે શરૂઆત કરી ભગુના માથામાં ટપલી ઠોકી. પછી પૂછવું જ શું રહ્યું ? બધાના હાથ વારાફરતી ભગુના માથા ઉપર ઠોકાવા લાગ્યા ! એ ઘડી તો કુંભારને ત્યાં માટલાં ઘડાતાં હોય તેવો અવાજ થઈ રહ્યો. છેવટે લાગ જોઈને કૂદકો મારી માંથું

પંપાળતો પંપાળતો ભગુ ત્યાંથી છટક્યો!



## પ્રકરણ ૧૩મું

### મોંઘેરા મહેમાન

થોડાક સમય બાદ શાહે શર્માની રૂમમાં ડોકિયું કર્યું. શર્મા બારીની બહાર બાઘાની માફક જોતો ઊભો હતો. શાહના પગરવથી તેણે પાછળ જોયું. તેના મુખ ઉપર ગૂંચવણની રેખાઓ જણાઈ આવતી હતી.

શાહે પ્રશ્ન કર્યો: "હવે ઠીક લાગે છે, શર્મા?"

"હું હવે તદ્દન ઓલરાઈટ છું."

"ભૂખ લાગી છે?"

"ભૂખ?" શર્માએ જવાબ આપ્યો: "આપણે હમણાં તો સાથે જ ચા વગેરે લીધું અને એટલામાં ભૂખ કેવી? હવે તો આપણે કંઇ ખાવું નથી."

શાહ સહેજ હસ્યો. શર્માની યાદશક્તિ હજી પાછી આવી ન હતી એવી તેને ખાતરી થઈ.

"I say! શાહ, આ જગ્યા મને કંઈક પરિચિત લાગે છે." શર્માએ આમતેમ નજર નાખતાં કહ્યું.

"આ તારી જ ઓરડી છે, શર્મા!"

શર્માએ માથું ખંજવાળવા માંડયું. "તારું કહેવું એમ

## લખોદર શર્મા



ગાંધીએ બટુના તાળવા પર સ્ટમ્પ ઠોકયો !

છે કે હું આ કોલેજમાં ભણું છું ?"

"હા."

"અને તે ય ઘણા સમયથી ?"

"અલબત્ત."

"મને કંઈ જ સમજણ નથી પડતી."

"તારે કંઇ પૈસા જોઇએ છે ?"

"પૈસા ?"

"હા. એકાદબે રૂપિયા જોઇતા હોય તો આપું."

લંબોદરે માથું ધુણાવ્યું. શાહને આશ્ચર્ય થયા વિના રહ્યું નહિ.

"ના. થેંકયુ !" શર્મા બોલ્યોઃ "હું વળી બે રૂપિયા પણ કયારે તને પાછા આપી શકવાનો હતો ? મારી પાસે કંઈ છે જ નહિ ને ?"

"પણ તારે મનીઓર્ડર આવવાનું છે ને ?"

"મનીઓર્ડર ?" શર્મા કપાળે હાથ ફેરવતાં બોલ્યોઃ "ના. મારે એવું કશું આવવાનું નથી. મારે દેવું કરવું પણ નથી. તારી મહેરબાની, શાહ. હં, હલ્લો ! કોણ છે એ ?"

સોનીએ બારણામાં ડોકિયું કર્યું.

"કોણ છે એ ?" શર્માએ શાહને પ્રશ્ન કર્યો.

"એનું નામ સોની."

"એમ ? મને કંઇ જ ખબર નથી."

"વેલ, શાહ !" સોની બોલ્યોઃ "હજી પણ કંઇ ફેર પડયો

હોય તેમ લાગતું નથી."

શાહે નકારમાં ડોકું ધુણાવ્યું: "હજી એમ ને એમ જ છે."

"પેલા ભગુએ પણ આવો જ ઢોંગ હમણાં કરવા માંડયો હતો." સોનીએ કંઇક કટાક્ષથી કહ્યું: "એની યાદશક્તિ પણ ગુમ થઈ ગઇ હતી!"

"પણ શર્મા કંઇ ઢોંગ કરતો નથી."

"પણ ભગુના તો ઢોંગ જ હતા. ભાઈસાહેબે બધાને બનાવવાનો પેંતરો રચ્યો પણ એનું તાલકું બરાબર ટીપાઈ ગયું અને તરત યાદશક્તિ પાછી આવી ગઇ!"

"એ તો એ જ દાવનો છે!"

"પણ હું તો તને કંઈ બીજું જ કહેવા આવ્યો છું. શારદા મંદિરમાંથી મારી બહેન મધુરી મને મળવા આવી છે. તેની સાથે કાન્તા પણ છે. શર્મા તો મધુરીને બરાબર ઓળખે છે. એટલે જો તેને રૂમમાં લઇ જઈએ અને મધુરી તેને મળે તો કદાચ તેની યાદશક્તિ પાછી આવે."

"એ રસ્તો ઠીક છે."

શર્માએ થોડી વાર સોનીના સામે જોયા કર્યું. 'મધુરી' શબ્દના ઉચ્ચારથી તેને કંઈક જૂની વાત યાદ આવતી હોય તેમ લાગ્યું. શાહે તેની તરફ બારીકાઈથી નિહાળવા માંડયું.

"તું મધુરીને ઓળખે છે?"

"મધુરી?"

"હા. મધુરી. આ સોનીની બહેન, અહીં શારદા મંદિરમાં

ભણે છે તે."

"ના. કંઈ યાદ આવતું નથી."

"કંઈ પણ ?"

"માત્ર નામ પરિચિત હોય તેમ લાગે છે. પણ....પણ...." શર્મા પાછો વિચારમાં પડી ગયો. તેનું મગજ ભૂતકાળના બનાવો યાદ કરવા મથી રહ્યું હતું.

"ચાલ ને શાહ. આપણે એને લઇ જઈએ."

"હા ચાલ. Come on, શર્મા !"

શર્મા ઊભો થયો એટલે શાહે તેના હાથમાં હાથ ભેરવીને ચાલવા માંડયું. બન્ને છોકરીઓ સોનીની રૂમમાં જ બેઠી હતી. ભટ્ટ અને દ્વિવેદી પણ એ જ રૂમમાં રહેતા હતા. પરંતુ એ બન્ને જણ મળવા આવ્યા એટલે તેઓ બહાર ચાલ્યા ગયા હતા.

બન્ને છોકરીઓએ મળીને આખી રૂમ વાળીને સાફ કરી નાખી હતી અને બધી વસ્તુઓ વ્યવસ્થિત ગોઠવી દીધી હતી. મધુરીએ પ્રાયમસ સળગાવી ચહા મૂકી દીધી હતી ને કાન્તાએ ચહાનું ટેબલ સાફ કરી તેના ઉપર સ્વચ્છ કપડું પાથરી દીધું હતું. સોની બધાને લઈને આવી પહોંચ્યો. શર્મા વિષેની તમામ હકીકત બન્ને છોકરીઓને કહેવામાં આવી હતી. શર્મા દાખલ થયો ત્યારે તેમણે તેની સામે કંઇક કુતૂહલથી જોયા કર્યું. શર્માનું જુઠાણું, બનાવટ, ઢોંગ વગેરેથી તેઓ સુપરિચિત હતી અને તેના એ ગુણોને લઈને તેમજ તેના શારીરિક ઘેરાવાને લઈને તેઓને મજા પડતી હતી જ્યારે મધુરી પોતાના ભાઈને મળવા માટે હોસ્ટેલમાં આવે ત્યારે શર્માને ખીલવ્યા

વિના જતી નહિ અને શર્મા પણ બરાબર ચગતો.

"ત્યારે શર્માજી માંદા પડી ગયા, ખરું?" મધુરીએ કોમળ સ્વરે કહ્યું.

"હા." પટેલ દાખલ થતાં બોલ્યો: "બિચારાનું શરીર ભારે ખરું ને, એટલે નદીના ઢાળ ઉપરથી સરકયો; બલકે તેના ભારથી ઢાળની માટી સરકી અને બીચારો ધબાય નમઃ થઇ ગયો. પથ્થરમાં માથું કુટાવાથી મોટું ઢીમણું ઉપસી આવ્યું છે."

"અરેરે ! બીચારા શર્માજી !" લેવાઇ જતી હોય તેમ મધુરીએ શબ્દો ઉચ્ચાર્યા

"માત્ર વાગ્યું હોત તો જાણે ધૂળ નાખી." શાહ બોલ્યો: "પણ તેથી તેની યાદશક્તિ ગુમ થઈ ગઈ છે."

"પણ એમને કંઈ જ યાદ આવતું નથી ?"

"ના."

"ગરીબ બીચારા !"

"પણ હું ખાતરીથી કહું છું કે તેને બધું યાદ આવી જશે જ." શાહે કહ્યું: "તને મળવાથી તેની યાદશક્તિ ઉપર કંઇક અસર થાય ખરી એમ ધારીને અમે એને અહીં તેડી લાવ્યા છીએ. શર્મા, તું આ મધુરીને ઓળખતો નથી ?"

શર્માએ મધુરીના ચહેરા તરફ કયાં ય સુધી જોયા કર્યું અને પછી ડોકું ધુણાવ્યું.

"એ....એ જ મધુરી છે ?"

"હા. હું જ મધુરી છું." મધુરીએ મીઠું સ્મિત કરીને

કહ્યું: "મને ઓળખતા નથી, શર્માજી ?"

શર્માએ પાછું ડોકું ધુણાવ્યું.

"મને....મને....કંઈ જ યાદ આવતું નથી."

કાન્તાએ પ્રશ્ન કર્યો: 'મને ઓળખો છો, મિ. શર્મા ?"

"હું બહુ દિલગીર છું. મને કોઈનું ઓળખાણ યાદ આવતું નથી."

કાન્તાની આંખોમાં મસ્તી ચમકી રહી.

"મેં તમારી પાસેથી તે દિવસે પાંચ રૂપિયાની નોટ ઉછીની લીધેલી, તે પાંચ રૂપિયા મારે હજી તમને પાછા આપવાના છે, તે પણ યાદ નથી ?"

"તું ય શું કાન્તા, બેઠી બેઠી—" મધુરી બોલી. પણ શર્માએ તો ડોકું જ ધુણાવ્યું.

"ના. મને પાંચ રૂપિયા વિષે કંઈ જ યાદ આવતું નથી." કાન્તા ચાટ પડી ગઈ. અત્યારે શર્મા પોતાના અસલ રૂપમાં હોત તો રૂપિયા આપ્યા હોય કે ના આપ્યા હોય પણ તે આ પાંચ રૂપિયા જતા કરત નહિ. તેનામાં ઘણો ફેરફાર થઇ ગયો હતો એ સ્પષ્ટ હતું.

"એ ઢોંગ નથી કરતો." સોનીએ ધીમેથી કાન્તાને કહ્યું.

"મને પણ હવે એમ જ લાગે છે. બાકી શર્માજી જબરા....જબરા...."

"જુઠા હતા !" સોનીએ પૂરું કર્યું.

"પણ અત્યારે તો બીચારા માંદા છે." મધુરી દયા ખાતાં

બોલી: "મને બહુ જ લાગી આવે છે. મિ. શર્મા, તમને જરૂર મટી જશે."

"થેંક યુ." શર્માએ આભાર માન્યો.

થોડી વારમાં ચા તૈયાર થઈ એટલે મધુરીએ પ્યાલા ભરીને દરેકને આપ્યા. સૌ આનંદથી વાતો કરતાં કરતાં ચા પીતાં હતાં. શર્મા પણ પ્રફુલ્લિત દેખાતો હતો. તેના ચહેરા પર હજી વ્યાકુળતા દેખાતી હતી, પણ તેને માથામાં હવે દરદ થતું ન હતું. તે અજબ પ્રકારે સારો થતો જતો હતો.

આમ તે જ બપોરે બીજી વખત ચા પીવાઈ રહી હતી એટલામાં મહેતા રૂમમાં દાખલ થયો.



## પ્રકરણ ૧૪મું

## સંગીતની રમઝટ!

"હલ્લો! હલ્લો!"

મહેતા સોનીની રૂમમાં દાખલ થઇ ચા પીવા માટે ખુરશી પર ગોઠવાઈ ગયો. મધુરી આવ્યાની ખબર પડી હતી.

મહેતાના આગમનથી વાતાવરણમાં વધુ આનંદ છવાયો. શર્મા પણ ખુશમિજાજમાં હતો. પટેલે શાહના કાનમાં ધીમેથી કહ્યું: "શાહ, મને શર્મા માટે એક યુક્તિ સૂઝી છે!"

ચા પૂરી થઇ. શર્માએ ખુરશીમાં લંબાવ્યું. તેણે પોતાના જાડા પગ ઊંચાનીચા હલાવતા હંમેશની ઢબ મુજબ ચશ્માંમાંથી

આમતેમ ડોળા ફેરવવા માંડયા.

"શાહ!" પટેલ બોલ્યો: "કહેવાય છે કે નાદ આધિન જગત સર્વ. નાદને આધિન આખું જગત છે. સંગીત એવી અલૌકિક વસ્તુ છે કે જેને દેવ, મનુષ્ય, પશુ, પક્ષી સર્વ ચહાય છે—"

"તેં વળી અત્યારે સંગીત ઉપર વ્યાખ્યાન કેમ આપવા માંડયું?"

"તું તો છેક જ 'ઢ' રહ્યો! મારો કહેવાનો ભાવાર્થ એ છે કે શર્માને જે ગાન પસંદ હોય અને રાતદિવસ જે ગાન તે ગણુગણ્યા કરતો હોય તે ગાન ગાવામાં આવે તો કદાચ ધારી અસર થઇ જાય!"

"રાઇટ હો!" શાહે જવાબ આપ્યો: "યુક્તિ તો આબાદ છે."

"હું પણ એમ જ માનું છું." બારણા તરફથી અવાજ આવ્યો અને દલાલે પ્રવેશ કર્યો.

"હલ્લો!" દલાલ બોલ્યો: "દખલગીરી જેવું લાગે તો માફ કરજો. પણ મેં બહારથી સાંભળ્યું અને શર્માની યાદશકિત પાછી લાવવા વિષેની તમારી યુકિત સાંભળી એટલે અંદર આવ્યો. જો તમારો બધાનો વિચાર હોય તો હું ટાઇસોકોટો+ લઈ આવીને વગાડું."

દલાલનું ટાઈસોકોટો આખી હોસ્ટેલમાં જાણીતું હતું. એ ભાઈસાહેબ એવું અફલાતૂન વાજું વગાડતા કે બધાને કાન બંધ કરવા પડતા! સૂરની ઝડીઓ એવી છૂટતી કે બહાર કોઈ પ્રાણી

+ જાપાનીસ તારનું વાજું.

ચરતું હોય તે પણ ચારે પગે કૂદીને, ભડકીને નાસી જતું. દલાલ ટાઈસોકોટો હાથમાં લે કે ભડકીને દૂર નાસતા અને જેઓ પાસે બેસતા તેમને થોડી વારમાં બામની શીશી લેવાની જ ફરજ પડતી! દલાલની સંગીતકુશળતા વિષે બધા એકમત થયા પછી કોઈ તેને ટાઈસોકોટો હાથમાં લેવા દેતું નહિ.

"હું બેચાર સુંદર તરજો વગાડીશ ને, એટલે ધારી અસર નીપજાવી શકાશે."

"તું તો અહીંથી ચાલ્યો જ જા!"

"તમને સંગીતની કદર જ ક્યાં છે? મને એક જ ગાન વગાડવા દો અને પછી જુઓ કે તેની કેવી અસર થાય છે?"

મહેતા બોલ્યો: "ભયંકર!"

"જો, મહેતા—"

પટેલ બોલ્યો: "આવામાં શર્માનું મગજ ક્યાં પકવે છે?"

"દોસ્ત શર્મા!" દલાલે શર્માના ખભા ઉપર હાથ મૂકી કહ્યું: "મારું સંગીત તું સાંભળીશ?"

"જરૂર." શર્માએ જવાબ આપ્યો.

"હું ટાયસોકોટો લાવીને વગાડું?"

"થેંક યુ!"

"આ શર્મા તો બધું ય ભૂલી ગયો!" શાહ એકાએક બોલી ઊઠયો: "એને જો પહેલાંનું યાદ હોત તો અત્યારે દલાલ જ એને પૂછવાની હિંમત કરત નહિ."

"શાહ, યાદ રાખજે બચ્ચા—"

"I say મિત્રો, સંગીત હોય તો જરા ઠીક પડે." શર્મા બોલ્યો: "પણ તમને બધાને ગમતું હોય તો જ શરૂ કરાવો."

"મારો વિચાર એમ છે કે મધુરી ગાય તો કદાચ ધારી અસર થઈ શકે. શર્માએ એને પેલું "હરી બીન તેરા કોન સહાઈ" વાળું ભજન ગાતાં અનેક વેળા સાંભળી છે અને એને પોતાને પણ એ ભજન ગમે છે, માટે મધુ અત્યારે એ ગાય તો ઠીક પડે!"

"એના કરતાં ટાઈસોકોટો—"

"જહન્નમમાં ગયું તારું ટાઈસોકોટો!"

"જો શાહ!—"

"નહિ. બસ, મધુરીને જ ગાવા દે."

"ઠીક ભાઈ, ઠીક, તો પછી તેની સાથે મને ટાઈસોકોટો વગાડવા દેજે. એકલું ગાણું સારું ના લાગે. સાથે કંઈ વાજિંત્ર વાગતું હોય તો અનેરી મોજ આવે." દલાલે આગ્રહપૂર્વક કહ્યું.

"મહેરબાની કરીને તું દત્ત પાસે જા અને તેને તારું સંગીત સંભળાવ. આખી હોસ્ટેલમાં એ માત્ર તારું સાંભળે તેવો છે!" શાહે હસતાં હસતાં કહ્યું.

દત્ત બીચારો બહેરો હતો. એટલે એની અને દલાલની વચ્ચે સંગીતની ઠીક આપ લે થતી!

"તમને લોકોને સંગીતની બારાખડીની તો ગમ નથી" દલાલ હવે ચિઢાઇને થાકયો: "હું શું તમારી પાસે વગાડું? એ તો ભેંસ આગળ ભાગવત જેવું થાય!"

"મધુરી, તું હવે શરૂ કર. આ તો એનું ટાયલું પૂરું

નહિ કરે !"

"સાંભળો ત્યારે." કહી મધુરીએ ધીમે સાદે શરૂ કર્યું. વાતાવરણમાં શાન્તિ પથરાઇ ગઈ. મધુરીનો કોમળ સ્વર આસપાસ ગુંજી રહ્યો:

હરી બીન તેરા કોન સહાઈ (૨)
હરી બીન કાકી માતપિતા સુત
બનિતા કો કાહુ કો ભાઈ....હરી૦

વાતાવરણમાં અપૂર્વ માધુર્ય રેલાઈ રહ્યું. સૌ સાંભળવામાં એકતાન થઈ ગયા. શર્મા ચમકી ઊઠયો અને ધ્યાનથી સાંભળવા લાગ્યો. મધુરીએ આગળ ચલાવ્યું.

ધન ધરની અરૂ સંપત નગરી
જો માન્યો અપના....ઈ
તન છૂટે કછુ સંગ ન ચાલે,
કહતાહી લપટાઈ....હરી બીન૦

ગાન પૂરું થયું. પરંતુ વાતાવરણમાં "હરી બીન"નો તાલ ગુંજી રહ્યો. છેવટે ચોમેર શાન્તિ પથરાઇ અને શર્મા ઊઠીને બારી પાસે જઈ બહાર જોતો ઊભો. બધાની આંખો તેની હીલ-ચાલ ઉપર ચોંટી હતી.

"ભાઇ ! શર્મા !"

"મને....મને....યાદ આવે છે ખરું...." શર્મા ત્રૂટક ત્રૂટક શબ્દો બોલ્યો. પછી પાછા આવીને આરામખુરશીમાં બેસી તેણે સહજ આંખો મીંચી દીધી.

શાહ કૂદીને આગળ આવ્યો, પણ શર્માએ તરત જ આંખો

ઉઘાડી અને બાઘાની માફક જોવા માંડયું.

"શર્મા ! કંઈ યાદ આવ્યું ?"

"હું."

"કંઇ યાદ આવે છે ખરું ?"

"મને....મને....મને....કંઇ સમજણ પડતી નથી."

શાહ નિરાશ થઈને પાછો ખુરશીમાં બેઠો. તે સમજી શકયો હતો કે શર્માના મગજમાં જૂના બનાવોની સહેજ ઝાંખી થઇ હતી. મૃત્યુ પામેલા જ્ઞાનતંતુઓ ઘડીભર સજીવન થયા હતા. પણ તે માત્ર એકાદ પળ માટે જ. પછી પાછું બધું ભૂલાઇ ગયું હતું.

સાંજ પડવા આવી હતી. મધુરી અને કાન્તાને જવાનો સમય પણ થયો હતો. બન્નેએ શર્માની વિદાય લીધી. તેમને પણ શર્માની આવી સ્થિતિ માટે ખૂબ લાગતું હતું.

શાહ, પટેલ વગેરે બન્ને છોકરીઓને શારદા મંદિર સુધી મૂકવા ઊપડ્યા. માત્ર દલાલ જ શર્માની પાસે રહ્યો. તે જાણી જોઇને જ શર્માની ખબર રાખવાનું બહાનું કાઢીને એકલો રહ્યો હતો. તેણે બારીમાંથી બધાંને જતાં જોયાં. શાહ વગેરે એક કલાક સુધી તો હવે પાછા ફરે તેમ ન હતું.

દલાલ મલકાતો મલકાતો શર્મા પાસે આવ્યો. શર્માએ તેની સામે ઝીણી આંખો કરી જોવા માંડયું.

"દોસ્ત શર્મા ! તને પેલું ગાયન ગમ્યું ?"

"હા."

"ત્યારે હવે હું ટાઈસોકોટો વગાડું તે સાંભળીશ ?"

"જરૂર." શર્માએ ઉત્સાહ આપતાં કહ્યું.

દલાલ રૂમની બહાર જોવા મંડયો. તેનો વિચાર શર્માને એકલો છોડીને જવાનો ન હતો. શર્મા એકલો પડે એ ઠીક પણ ન કહેવાય. કારણ શાહ વગેરે પાછા ફરે ત્યાં સુધી તેની પાસે જ રહેવાનું દલાલે તેમને વચન આપ્યું હતું અને શર્માની સ્થિતિ પણ સંભાળ માગી લેતી હતી.

દલાલે થોડી વાર બહાર જોયા કર્યું. એટલામાં પાટલૂનમાં હાથ નાખી સીટી મારતો મારતો પેસી ત્યાં આવી પહોંચ્યો.

"પેસી, જરાક વાર અહીં બેસીશ ?"

"હા રે બાવા ! કેમ, સું ધારિયુંચ ?"

"તારે કંઈ કામ તો નથી ને ?"

"ના."

"ત્યારે હું મારી રૂમમાં જરા જઇ આવું ત્યાં સુધી તું શર્મા પાસે ના બેસે ? એક ચીજ લઈ આવું. વાર નહિ લાગે. શાહને મેં વચન આપેલું કે શર્માને એકલો નહિ મૂકું."

"જા. પન ગોદરું ઓરીને સૂઇ ના જતો બાવા !"

"અરે હમણાં જ આવ્યો !" કહી દલાલ દોડયો.

"હં, ખોતા રૂપિયાની કાની આવજે." પેસીએ કહ્યું. ત્યાંથી તે રૂમમાં દાખલ થયો અને ટેબલ ઉપર બેસી પગ હલાવતાં હલાવતાં શર્મા જોડે વાતોએ વળગ્યો.



## પ્રકરણ ૧૫મું

### સંગીત નહિ મંગતા !

પેસીએ શર્મા સાથે વાતો કરવા માંડી પણ તેના તરફ શર્માનું ધ્યાન હતું નહિ. પેસીને ય તે બાબતની દરકાર ન હતી. પોતે સફાઈપૂર્વક બોલી શકે છે એમ તે સમજતો હતો અને શર્મા સાંભળે કે ના સાંભળે, છતાં તે બોલ્યા જ કરતો હતો.

"દોસ્ત શર્મા ! આય લોકો તો નકામાં હવાતિયાં મારેચ ! મારી માસીનો દીકરો હમનાં જ વેલાતથી પાસ થઈને આયોચ. તેની પાસ તું આવે તો તે બે કલાકમાં તુંને ઓલરાઈટ બનાવી નાખે !"

"હા ભાઈ હા." દલાલ દાખલ થતાં બોલ્યો: "એ તારી માસીનો દીકરો રહ્યો ને, એટલે તેને બધું ય આવડે !"

"તું બી નકામી લાયરી કૂટી ખાસે ! હં. પન હાથમાં એ સું લાયોચ ?"

"એ તો ટાઈસોકોટો છે."

"જોજે બાવા ! તું વગારવાનો તો નથી ને ? એમ હોય તો પહેલેથી જ ભસી મરજે ?"

"હું તો જરા શર્માને સંભળાવવા લાવ્યો છું."

"ત્યારે હું તો રસ્તો માપુંચ !"

"હવે જોઇએ તો જહન્નમની ખાડીમાં જા ! કેમ શર્મા, તારે સાંભળવું છે ને ?"

"યસ પ્લીઝ!"

પેસી ત્યાંથી સરકયો. તે એક વાર ભારેમાં ભારે દરદ સહન કરી શકતો, પણ દલાલનો પેલા વાજિંત્ર ઉપરનો કાબૂ તેનાથી સહન થઈ શકતો ન હતો!

દલાલે તાર ઝણઝણાવ્યા. સારીગમના કંઈ પણ ભાન વિના તેણે અનિયમિતપણે જેમ આવ્યા તેમ સૂર દાખવવા માંડયા અને કંઈ વિચિત્ર પ્રકારના અવાજ કાઢવા માંડયા. સાથે સાથે પોતાનો ભેંસાસૂર રાગ પણ તેણે બેધડક છોડી દીધો. વાતાવરણમાં જાણે ભેંસના બરાડા સંભળાવા લાગ્યા.

શર્મા ચોંકીને ખુરશીમાં ટટાર બેઠો. આ સંગીતની તેના મન ઉપર અસર થઈ એમ ચોખ્ખું જણાતું હતું, પણ એ અસર સારી ન હતી. દલાલના ધ્યાન ઉપર આ બાબત આવી નહિ. તેણે તો પોતાના હાથ અને ગળું ખુલ્લાં મૂકી દીધાં.

શર્માના મુખ ઉપર હવે વ્યાકુળતા પથરાઈ ગઈ.

"ઓહ!" તેના મુખમાંથી ઉદ્ગાર સરી પડયો. દલાલ તો કંઈ બીજું જ સમજ્યો. તેણે તો ધાર્યું કે શર્માને સંગીત ખૂબ ગમી ગયું છે એટલે તેણે ઉત્સાહમાં આવી જઈ શર્માને પૂછયું: "આ કયો રાગ વગાડું છું, ખબર છે?"

"ના ભાઈ ના!"

"હમણાં જ તને ખબર પડશે. જો, સાંભળ."

"આ તે કંઇ રાગ છે?"

"તને શું ગમ પડે?"

"હવે બંધ કરે છે?"

"કેમ ?"

"બહુ થયું હવે. માથું પાકી ગયું !"

"શું ?"



"મારું તો માથું પાકી ગયું."

"મારા માથામાં કંઇ દરદ થાય છે." શર્માએ દયામણે સ્વરે કહ્યું: "મહેરબાની કરીને હવે બંધ કરે તો સારું."

દલાલે ડોકું ધુણાવ્યું: "એનો અર્થ તો એ કે આની અસર થવા લાગી છે."

શર્મા કંઈક ગૂંચવાયો. તૂટતા સ્વરે તે બોલ્યો: "અસર ? શાની ? મને કંઈ સમજ પડતી નથી."

"અસર તારા મગજ ઉપર થાય છે. આ સંગીત તારી યાદદાસ્તના જ્ઞાનતંતુને સ્પર્શે છે. જરા વધુ સમય તું સાંભળ તો ખરો. પછી તને બધું યાદ આવી જશે."

"ભાઈ, મને તો કપાળેય યાદ આવતું નથી. હવે બંધ કર !"

છતાં દલાલના સંગીતની ધારાનો પ્રવાહ તો અવિરતપણે વહેવા જ લાગ્યો.

"ઓહ !"

"હવે કેમ લાગે છે, શર્મા ?"

"મારું તો મગજ ભમે છે !"

"કંઈ ફાયદો જણાતો નથી ?"

"ના બાપલા ના !"

"ધૈર્ય રાખ." દલાલ બોલ્યો: "આને તારે એક આનંદના સાધન તરીકે લેખવું જોઇએ."

"આનંદનું સાધન ?"

"હા, કેમ વળી ?"

આ વાતચીત દરમ્યાન દલાલના હાથ તો ચાલુ જ હતા અને વાજિંત્રમાંથી જાતજાતના અવાજો નીકળ્યે જ જતા હતા.

"હવે બંધ કરે છે કે હું અહીંથી બહાર જતો રહું ?"

"તું જો તો ખરો, શર્મા !"

એકાએક રૂમનું બારણું ઉઘડયું અને ભટ્ટ, દ્વિવેદી, પેસી વગેરે બધા એકસાથે અંદર ધસી આવ્યા. દલાલે વાજિંત્ર જરા અટકાવી, કંઇક ઉદ્વેગભર્યા સ્વરે પૂછયું: "કેમ, શું કામ છે?"

"ગદ્ધા!"

"ભેજાગેપ!"

"જો—" દલાલે બોલવા પ્રયત્ન કર્યો પણ તેનાથી આગળ બોલાયું નહિ.

"બંધ કર!" ભટ્ટ બરાડયો.

"શું?"

"આ તારો ગડગડાટ!"

"સાંભળ. શર્માને એ ગમે છે તેથી હું તેની પાસે બેસીને વગાડું છું."

"શર્મા! તને આ ગમે છે?"

"મારું તો માથું પાકી ગયું!" શર્માએ બે હાથે પોતાનું માથું દાબતાં કહ્યું.

"અરે પણ મૂર્ખાઓ!" દલાલ બોલ્યો: "આ તો એના જ્ઞાનતંતુ સતેજ કરવા માટે છે. કદાચ આ સંગીતથી શર્માની યાદશક્તિ—"

"હવે બહુ થયું. બંધ કર ને એટલે પતી ગયું."

"નહિ બને!" કહી હોઠ પીસીને દલાલે પાછા પોતાના આંગળા ચલાવ્યા. વાજિંત્રનો અવાજ આખી હોસ્ટેલમાં સંભળાતો હતો.

"તું બંધ નહિ જ કરે, ખરું ?" કહી ભટ્ટ બાંયો ચઢાવી તેની પાસે આવ્યો અને તેની પાસેથી વાજું ખૂંચવી લીધું. દલાલે તે પાછું લેવા પ્રયત્ન કર્યો પણ બધાએ ભેગા થઇ તેની પાસે જમીનને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરાવ્યા.

"એક બરડામાં દે એને !"

"અરે, એક મઝેનું મસ્કતી દારમ ખવરાવી દેની !"

"દે બીજો !"

થોડો સમય તો દલાલે ટક્કર બરાબર ઝીલી. બધા સાથે તેને ખૂબ ઝપાઝપી થઈ. બધા તેના પર તૂટી પડયા છતાં તે એકદમ દમ ખાઇ જાય તેવો ન હતો. આ ધમાલમાં પેલું વાજિંત્ર—આ ઝપાઝપીનું મુખ્ય કારણ—એક બાજુએ જઇને પડયું, પણ કોઈનું ધ્યાન તે તરફ ખેંચાયું નહિ. માત્ર શર્માએ તે જોયું અને ધીમે રહીને તેણે તે ઉપાડી લીધું.

શર્માને જૂની સ્મૃતિ તાજી થઇ હોય કે ના હોય, પણ તે કંટાળ્યો હતો એ ચોક્કસ હતું. જ્યારે એક બાજુ મહાન યાદવાસ્થળી ચાલતી હતી ત્યારે બીજી બાજુએ શર્મા પેલા વાજાના તાર તોડી તેની ચાવીઓ છૂટી કરી નાખતો હતો ! તેણે એકેએક ચાવી છૂટી કરી નાખી બારી બહાર આમતેમ દરેક દિશામાં ફેંકવા માંડી !

આ દરમ્યાન દલાલ પણ ખબ જોરથી લડતો હતો. આટલા બધા સામે પણ ટક્કર ઝીલતો ઝીલતો તે બધાથી છૂટો પડી ગયો અને દૂર જઈ ઊભો રહ્યો.

"કયાં ગયું મારું વાજિંત્ર ?" તેણે બૂમ પાડી.

ભટ્ટ હાંફતો હાંફતો આમતેમ જોવા લાગ્યો.

"એને આપશો નહિ. હાં, વાહ! શાબાશ! શર્માએ તો તેનો ઘડોલાડવો ક્યારનો ય કરી નાખ્યો લાગે છે! શાબાશ!"

"હવે ફરીથી મારું માથું નહિ પકવે" શર્મા કંઈક કટાક્ષથી બોલ્યો. તેને ચીઢ ચઢી ગઈ હતી. દલાલ એકીટશે જોઈ જ રહ્યો. વાજિંત્રને બચાવી લેવાય તેવું હવે રહ્યું જ ન હતું. શર્મા જો અત્યારે સારો હોત તો દલાલ ક્યારનો ય તેના શરીર ઉપર તૂટી પડયો હોત. પણ અત્યારે તેને પોતાનો ગુસ્સો દાબવો પડયો.

"એ પાડાના પિતરાઈ! આ શું કર્યું?" દલાલનો ગુસ્સાભર્યો દેખાવ અને શર્માની ઠંડા કલેજાની ધીમાશ જોઈ બધા ખડખડાટ હસી પડયા.

"આ તો પનોતી ગઈ!"

"સા....જાડાપાડા!"

"બહાર કાઢો એને!" ભટ્ટ બરાડયો.

સૌ પાછા દલાલ ઉપર તૂટી પડયા. બધાએ મળીને તેને ગળામાંથી પકડી રૂમ બહાર ધકેલી મૂકયો.

"આપરે સર્માની પાસ રહેવું જોઈએ." પેસી બોલ્યો: "એણે બી આજ કમાલ કરી નાખીચ! પેલા તુનતુનિયાના એણે ઠીક તુકરા ઉરાવી નાખિયા!"

અને શાહ વગેરે આવી પહોંચે ત્યાં સુધી બધા શર્મા પાસે જ બેઠા. શર્માની યાદશક્તિ ગુમ થઈ જવાથી તેણે બધાની સહાનુભૂતિ મેળવી હતી; પરંતુ તેના છેલ્લા પરાક્રમથી તો તે બધાનો ખૂબ માનીતો થઈ ગયો!



# • પ્રકરણ ૧૯મું

## કૉલેજ ખંડમાં

તે દિવસે રાત્રે પ્રોફેસર નાયક શર્માની ખબર કાઢવા આવ્યા.

શર્મા બિછાનામાં સૂતો હતો. શર્માની આવી સ્થિતિ માટે પ્રોફેસરને ખૂબ લાગતું હતું. તે દિવસે સાંજના ડૉકટર આવી ગયા હતા અને શર્માને તપાસી ગયા હતા. પણ તેમણે તો હજી આશા મૂકી ન હતી. હજી શર્માના જ્ઞાનતંતુઓને માત્ર ધોકો જ પહોંચ્યો છે એમ તેઓ માનતા હતા.

"ગુડ નાઇટ, શર્મા !" પ્રોફેસર બોલ્યા.

"ગુડ નાઇટ સર !"

"મને ઓળખે છે, શર્મા ?"

"ના, સાહેબ."

"મને ઓળખી શકતો નથી ?"

શર્માના મુખ ઉપર મૂંઝવણના ચિહ્નો જણાયાં. તેણે ભવાં ચઢાવી યાદ કરવા માટે પ્રયત્ન કર્યો.

"કંઈ વાંધો નહિ." પ્રોફેસર બોલ્યા: "હું સવારમાં પાછો તને મળીશ. શાહ, એની બરાબર સંભાળ રાખજો."

"વારુ સાહેબ."

પ્રોફેસર ચાલ્યા ગયા. તેમના ગયા પછી પાછો ગણગણાટ શરૂ થઇ ગયો. હવે શર્મા ઢોંગ કરે છે એમ માનનાર કોઈ પણ હતું નહિ. બધાને શર્માની સ્થિતિ માટે લાગી આવતું હતું.

"પ્રિય બંધુઓ !" શાસ્ત્રીનો લાગણીભર્યો અવાજ આવ્યો: "શર્માજી માટે કોઇ કંઈ સૂચન કરો એમ હું ઈચ્છું છું."

ભટ્ટ બોલ્યો: "મને એક વિચાર આવ્યો છે."

"શું છે ? કહો ને બંધુ ! હું કિંચિત માત્ર પણ મારી સેવા શર્માજીને અર્પી શકું તો મારી જાતને કૃતકૃત્ય માનીશ. વદો, બંધુ !"

"તું આજે આખી રાત બેસીને શર્માનો હાથ ઝાલી રાખે તો ?" ભટ્ટ એકદમ ગંભીર મોઢું કરીને બોલ્યો: "મેં સાંભળ્યું છે કે હાથ ચારપાંચ આંગળ ઊંચો રાખી મૂકવાથી લોહીની ગતિ બદલાય છે અને તેની મગજ ઉપર અસર થાય છે. કદાચ શર્માને તેનાથી ફાયદો પણ થઈ જાય !"

"તમે ખાતરીપૂર્વક કથો છો ?"

"અવશ્ય, બંધુ ! ભટ્ટે શાસ્ત્રીની નકલ કરી જવાબ વાળ્યો.

"જો તેમજ હોય તો હું અવશ્ય રાત્રિના તમામ પ્રહર દરમિયાન શર્માજી પાસે બેસી રહી તેમના હસ્તનું ગ્રહણ કરીશ. મારા પરમ પૂજ્ય પિતાશ્રી મને સર્વદા ઉપદેશતા હતા કે અનાથ અને અપંગની સેવામાં પ્રતિદિન અવશ્ય તત્પર રહેવું. શર્માજીની સેવાનો અમૂલ્ય લાભ મને પ્રાપ્ત થશે તેથી હું મારી જાતને ધન્ય માનું છું."

"શાસ્ત્રી !" ભટ્ટ તદ્દન ઠાવકો થઇને બોલ્યો: "આ સમય કંઈ સેવાધર્મ ઉપર ભાષણ આપવાનો છે ? શર્મા બિચારો પીડાયા કરે છે અને તું વ્યાખ્યાન આપ્યા કરે છે. એની પાસે બેસવું છે કે નહિ ?"

"અવશ્ય, અવશ્ય !" કહી શાસ્ત્રી ઊભો થયો. અત્યાર સુધી દાબી રાખેલું હાસ્ય હવે કોઈના કાબૂમાં રહ્યું નહિ. આખી રૂમ પ્રચંડ હાસ્યથી ગાજી ઊઠી. શાસ્ત્રી કંઇક ચમકયોઃ "શા કાજે આ હાસ્ય ?"

"હીહીહીહી !"

"ભાઈ શાહ !"

શાહ પણ હસ્યા જ કરતો હતો એટલે તેનાથી જવાબ આપી શકાયો નહિ.

"કંઇ નહિ; જો શર્માજીને આરામ થઇ ગયો હશે તો હું અવશ્ય તેમનો હસ્ત ગ્રહી રાખશ." આમ કહી શાસ્ત્રી શર્માની પાસે આવ્યો અને બોલ્યોઃ "મિત્ર શર્મા—"

"કેમ આવ્યો છે અહીં ?" શર્માએ આમતેમ ડોળા ફેરવતાં પ્રશ્ન કર્યો.

"પ્રિય વયસ્ય ! પાણિગ્રહણ કરવા આવ્યો છું—"

"જા ને અહીંથી, ગધેડા ! પાછો મશ્કરી કરે છે ? છોકરીબોકરી ધારી છે કે શું, તે પાણિગ્રહણ કરવા આવ્યો છે ?" શર્મા હવે ચિઢાયો.

બધા હસવા લાગ્યા.

"મશ્કરી નથી કરતો, શર્મા ! હું—"

"ચુ ડક્કર ! જાય છે કે નહિ ?"

શર્મા ડોળા તતડાવતો અડધો બેઠો થઇ ગયો. એટલે શાસ્ત્રીજી શિખાબંધન કરતા કરતા પાછા ફર્યા.

તે આખી રાત શર્માને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ. સવાર થયું અને બધા ધીમે ધીમે ઊઠયા. છતાં શર્મા હજી ઊંઘતો જ હતો. શાહે તેના તરફ જોયું અને તેને ઊંઘવા દેવાનો જ વિચાર કર્યો.

"અત્યારે કલાસમાં આવીને શર્માને શું કામ છે ?"

શાહ બોલ્યોઃ "તે ઊંઘશે તેથી તેને ફાયદો થશે."

મહેતાએ કહ્યું: "પ્રોફેસર સાહેબ તેને સંપૂર્ણ છૂટ આપશે એમ ધારું છું."

"હું સાહેબને કહીશ. બધા ચૂપ રહો, નહિ તો એ જાગી જશે."

કોલેજ સવારની હતી. બધાએ તૈયાર થઇ કપડાં પહેરવામાં અપૂર્વ શાન્તિ જાળવી. પછી શર્માને ભર ઊંઘમાં મૂકીને સૌ ધીમે પગલે કોલેજ હોલમાં જઈ બેઠા. શાહે પ્રોફેસરને શર્મા વિષે ખબર આપી દીધી.

"Allright." પ્રોફેસર બોલ્યાઃ "એ ઊંઘશે એટલે એને આરામ થઈ જશે."

હોલમાં શર્માની બેઠક ખાલી હતી. થોડી થોડી વારે બધાની નજર એ ખાલી બેઠક તરફ જતી અને સૌના હૃદયમાં શર્મા માટે અનેક વિચારો આવતા.

કેટલીક વારે 'રીસેસ' પડી. શાહ શર્માની ખબર કાઢી આવ્યો. શર્મા હજી ઊંઘતો જ હતો તેથી કોઈએ તેને જગાડ્યો નહિ. પાછો ઘંટ વાગ્યો એટલે બધા કલાસમાં ગોઠવાઇ ગયા. પ્રોફેસર હજી આવ્યા ન હતા, એટલે આખા હોલમાં શોરબકોર

થઈ રહ્યો હતો. હોલનાં બારણાં તરફ બધા નજર રાખતા રાખતા વાતોના તડાકા મારતા હતા. એવામાં બારણાં આગળ કંઈ અવાજ થયો. પ્રોફેસર આવ્યા ધારી સૌ શાન્ત થઈ ગયા પણ તરત જ પ્રોફેસરને બદલે શર્માએ પ્રવેશ કર્યો !

શર્મા હમણા જ ઊઠયો હોય તેમ લાગતું હતું, કારણ તેણે માત્ર ટૂંકું પંચીઉં જ પહેર્યું હતું ! તેને માથે હજી પાટો બાંધેલો જ હતો. એક હાથમાં બૂટ પકડીને તે હોલમાં દાખલ થયો અને સહેજ ગૂંચવાઇને તેણે આમતેમ જોવા માંડયું. સૌ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા.

એકાએક શાહ તેની પાસે દોડી ગયો અને તેને બોલાવ્યોઃ "શર્મા !"

"I say, દોસ્તો !" શર્માએ ગૂંચવાઈને કહેવા માંડયુંઃ "મેં....મેં....'બેલ' સાંભળ્યો અને....અને...." બોલતાં બોલતાં તે અટકી ગયો.

શાહ સમજી ગયો. શર્માએ ઘંટનો અવાજ સાંભળ્યો હોવો જોઈએ અને તેથી તેની જૂની સ્મૃતિ તાજી થઈ હોવી જોઈએ. અને તેથી જ તે ઊઠીને સીધો કલાસમાં આવ્યો હોવો જોઈએ.

"My God !" પટેલ ગભરાયોઃ "જો પ્રોફેસર સાહેબ અત્યારે આવી પહોંચે તો—"

"શર્મા, ચાલ, પાછા રૂમમાં જઈએ." શાહે તેને સમજાવવા માંડયું.

"પણ....પણ...."

એટલામાં તો પ્રોફેસર આવી પહોંચ્યા. શર્માને જોઈને તેમને આશ્ચર્ય થયું. કલાસમાં આવી રીતે માત્ર પંચીઆલેર કોઈ પણ છોકરો કદિ આવ્યો જ ન હતો!

"શું છે?" પ્રોફેસર બોલ્યાઃ "શર્માને શું થયું છે?"

"એણે 'બેલ'નો અવાજ સાંભળ્યો તેથી તે અહીં આવ્યો છે, સાહેબ." શાહે બચાવ કર્યો.

"ઠીક. તેને પાછો રૂમમાં લઇ જાઓ." પ્રોફેસર બોલ્યા.

શાહ તેનો હાથ ઝાલીને તેને લઈ ગયો. શર્મા ચુપચુપ તેની સાથે ચાલ્યો પણ તેના ચહેરા ઉપર કંઇ અવનવો પ્રકાશ દેખાતો હતો. તેની યાદદાસ્ત પાછી તો નહિ આવતી હોય?



## પ્રકરણ ૧૭મું

### ભગાભાઈ ખોખરા થાય છે

તે દિવસે સવારે કોલેજ બંધ થયા પછી ભગુ શર્માની રૂમમાં આવ્યો. શર્મા છત સામે નજર રાખી સૂઈ રહ્યો હતો. ભગુ આમતેમ જોઈ તેની નજીક આવ્યો.

"I say! ભાઈ!"

શર્માએ ભગુ તરફ ઝીણી આંખો કરી જોયું. ભગુ હજી એમ જ સમજતો હતો કે શર્મા ઢોંગ જ કરે છે.

"તું અહીં એકલો જ છે." ભગુએ આમતેમ નજર નાખી કહ્યું.

"તું કોણ છે ?" શર્માએ ગૂંચવાઇને પ્રશ્ન કર્યો.

"લે હવે. મને ના બનાવ." ભગુએ કંઈક ચિઢાઈને કહ્યું. "આપણે એકબીજાને બરાબર ઓળખીએ છીએ. સાથે જ મોટા થયા છીએ. પછી તું મને બનાવવા જાય તે હું કંઇ એમ બની જવાનો હતો ? આપણે અહીં એકલા જ છીએ માટે મને ખરી વાત કહી દે."

"શું કહે છે તે જ સમજાતું નથી."

"અલ્યા, મારી સાથે પણ બનાવટ ?"

"ઓહ !"

"તને તો ખૂબ મઝા પડતી હોય તેમ લાગે છે તે વિના તું વખત લંબાવે નહિ. તેં પણ ખૂબ કરી. હેં ભાઈ, તને આટલો બધો ચાલાક મેં ધાર્યો ન હતો !" આમ કહી ભગુ પોતાના મોટાભાઈ સામે પ્રશંસાપૂર્વક જોઈ રહ્યો. શર્માને કંઇ સમજણ પડી નહિ. ભગુ શું કહે છે તે સમજવા તેણે ખૂબ પ્રયત્ન કરી જોયો.

"હવે મારી સાથે નાટક ભજવવાની જરૂર નથી" ભગુ બોલ્યોઃ "હું કંઈ કોઈને કહી દેવાનો હતો ?

"શું કહે છે તું ?"

"કપાળ તારું !" ભગુ નસકોરાં ફુલાવતાં બોલ્યોઃ "આમ જો હવે ! તું બધાને બનાવી જઈશ, પણ આ ભગુ એમ નહિ બની જાય ! મને બનાવવા માટે તો તારે ફરી જનમ લેવો પડશે, સમજ્યો ?"

લંબોદરે મૂગે મોઢે તેના સામું જોયા જ કર્યું. ભગુભાઈ

હવે થાકયો. તેણે સમજાવીને કામ લેવાનો વિચાર કર્યો. જાણે તેના જ લાભની વાત કરતો હોય તેવો અવાજ કાઢી તેણે કહેવા માંડયું: "જો, હું તને મદદ કરીશ. તારી અને મારી બન્ને જણની એકત્ર શક્તિથી આપણે આખી કોલેજને આંગળીને ટેરવે નચાવી શકીશું. મેં તારા જેવું કરી તો જોયું, પણ પેલા ત્રિવેદીએ બધો તાલ બગાડી નાખ્યો. તું હજી પકડાયો નથી એટલે અડધી મોજ તારા ભાઇને નહિ માણવા દે તો બીજા કોને માણવા દેશે ?"

"ઉંહ !"

"તને માલપાણી તો મળતાં હશે જ. વળી એ બધા તો તને ઉછીના પૈસા પણ ધીરતા હશે, કે પછી કલાસમાં જવું પડે તેથી આ ઢોંગ કર્યો છે ?"

"હું કંઇ જાણતો નથી." શર્માએ જવાબ આપ્યો.

પણ ભગુ તેને છોડે તેવો ન હતો. તેણે ફરી કહેવા માંડયું: "જો ભાઇ, તું ખરેખર ચાલાક છે તે હું કબૂલ કરું છું. હવે માની જવામાં શું વાંધો છે ? હું કોઈને પણ નહિ કહી દઉં. મારા ઉપર એટલો પણ વિશ્વાસ નથી ?"

શર્મા મૌન જ રહ્યો, તેથી ભગુ ગુસ્સે થઈ ગયો. તેણે જરા ઘાંટો પાડી શર્માને દમદાટીથી લેવા માંડયો: "જો, હવે તો હદ થાય છે. મને નકામો કંટાળો કેમ આપે છે ? તું માની જાય છે કે નહિ ?"

"તું શું કહે છે ? મને તો કંઈ સમજાતું જ નથી." શર્માએ ખુલાસો કર્યો.

"કેમ અલ્યા, સીધો સીધો માની જાય છે કે નહિ? કે પછી બિછાનામાંથી નીચે પટકું?" ભગુનો મિજાજ હવે હાથથી ગયો.

શર્મા તદ્દન ચૂપ જ રહ્યો. તેના મનમાં ખૂબ ગૂંચવણુ થતી હતી.

ભગુએ હવે શર્માની ઓઢેલી રજાઈ પકડી: "યાદ રાખ અલ્યા, મને નહિ કહે તો હું તારો બધો ભરમ ફોડી નાખીશ!"

"ચાલ, રજાઇ છોડી દે!" શર્મા હવે ગુસ્સે થયો.

"બેસ ને ડાહ્યલા!"

ભગુએ રજાઇ ખેંચી એટલે તે નીચે સરી પડી. શર્મા તરત જ બેઠો થઈ ગયો અને નીચે ઊતરી તેણે ભગુને પકડયો. શર્માની યાદશક્તિ ગુમ થઈ હતી તેમજ તેને માથે ઢીમણું થયું હતું. તે સિવાય તેને હવે તદ્દન સારું હતું; તેનું બળ કંઈ ઓછું થયું લાગતું ન હતું.

નીચે ઊતરી તેણે ભગુને જમણા હાથે એક દઈ દીધી. પહેલા જ પ્રહારે ભગુ જમીન ઉપર ગબડી પડયો એટલે શર્માએ તેના ઉપર બેઠક જમાવી દીધી! શર્માના વજન હેઠળ ભગુનો શ્વાસ રૂંધાઈ ગયો. તેણે બૂમો પાડવા માંડી: "ઓહ, ઓ રે! બાપ રે! મરી ગયો રે!"

"હલ્લો, આ શી ધમાલ છે?" કરતા શાહ, મહેતા, દેસાઇ વગેરે આવી પહોંચ્યા.

"અરે, આ તો ભગુ છે!"

"ઓહ, બચાવો! આહ, ઊંહ!"

બધા દોડી ગયા. શર્માને પકડી ઊભો કર્યો. એટલે ભગુ

કમ્મર તથા હાથપગ દબાવતો ઊભો થયો.

"તમે મને છોડી દો!" શર્માએ ભગુ તરફ ધસવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"હશે, શર્મા, હવે એને જવા દે."

"એને ઠીક શિક્ષા મળી છે." મહેતા બોલ્યો.

શાહે ભગુ સામે ડોળા કાઢી જરા સખતાઈથી પૂછ્યું: "તું કેમ એની પાસે આવ્યો હતો? તું જાણે છે તો ખરો કે એનું શરીર ઠીક નથી."

"મને બધી ય ખબર છે!" ભગુએ કરડાકીથી જવાબ આપ્યો: "એને કશા ય ઘા પડયા નથી. તમને બધાને એ ડફોળ બનાવી રહ્યો છે!"

"એઈ ડફોળવાળી! અહીંથી જાય છે કે નહિ?" મહેતાએ ભગુ તરફ ધસતાં કહ્યું.

"અહીં બધા પહેલા નંબરના ગધે—"

ભગુ વાકય પૂરું કરે તે પહેલાં તો મહેતાએ તેનો કાન આમળીને તેને રૂમની બહાર ધકેલ્યો. ભગુ તરત જ ત્યાંથી જીવ લઈને નાઠો.

શર્મા બિછાના ઉપર હાંફતો હાંફતો બેઠો હતો. આ ઝપાઝપીથી તેના મુખ ઉપર થાકનાં ચિહ્નો જણાતાં હતાં.

"તને વાગ્યું તો નથી ને?" શાહે માયાળુ અવાજે પૂછ્યું.

શર્માએ પોતાના ચશ્મા ઠીક કર્યા.

"ના" તેણે હાંફતાં હાંફતાં જવાબ આપ્યો: "પણ હું બહુ થાકી ગયો છું. હજી....હજી....ઊઠવાનો વખત થયો નથી?"

"ક્યારનો ય થઈ ગયો છે. જો, પણે પાવડર અને બ્રશ પડયાં છે. તું દાંત ઘસી લે. પછી આપણે જમવા જઈએ. માંદો છે એટલે નાહ્યા વિના ચાલશે. ઊભો રહે, તને ઉઠાડું."

શાહે તેને હાથ ઝાલીને ઉઠાડયો. શર્માએ બ્રશ વતી પાવડર ઘસી દાતણ કર્યું અને પાણી વડે મોઢું ધોઇ નાખ્યું.

"મારે....મારે....નાહવું તો પડશે. હું કંઈ હવે માંદો નથી. નાહ્યા વિના શરીર ગંદું ગંદું લાગે છે." શર્માએ આમતેમ જોઇ કહ્યું.

"ત્યારે જરા બેસ. હું સ્ટવ સળગાવી પાણી ગરમ કરી આપું." કહી શાહે સ્ટવ સળગાવ્યો અને નાહવા માટે ગરમ પાણી મૂકી દીધું.

પાણી હજી ગરમ થતું હતું ત્યાં પ્રોફેસર નાયક જાતે શર્માની ખબર કાઢવા આવી પહોંચ્યા. બધા ઊભા થઈ ગયા અને પ્રોફેસરને બેસવા ખુરશી આપી.

"કેમ, How do you feel ?"

"હવે મને ઠીક લાગે છે, સાહેબ."

"હવે ઠીક છે ને ? જો, હમણાં તારાથી કલાસમાં હાજરી ના અપાય તો વાંધો નહિ. તારી હાજરીના દિવસો માટે ચિંતા કરીશ નહિ, સમજ્યો ?"

"થેંક યુ, સર !" શર્માએ આભાર માન્યો.

થોડી વારે પ્રોફેસર ગયા એટલે શર્માએ નાહી લીધું અને ધોયેલાં કપડાં પહેર્યાં. પછી બધા જમવા માટે ઊપડયા.

★

## પ્રકરણ ૧૮મું

### શાસ્ત્રી ઉપાય સૂચવે છે.

જમવા માટે હોસ્ટેલમાં એક જુદું રસોડું રાખવામાં આવ્યું હતું. રસોઈયાનો પગાર તથા અનાજ વગેરેનો જે ખર્ચ આવે તે દરેક જણ ફાળે પડતો વહેંચી લેતા હતા. રસોઇ માટે રેવાશંકર નામના સિદ્ધપુર તરફના એક ચાલાક રસોઇયાને રાખ્યો હતો.

રસોઈ ક્યારની તૈયાર થઈ હતી. બધા આવીને પાટલા ઉપર ગોઠવાયા એટલે મહારાજે ભાણાં મૂકી દીધાં.

શર્મા જમવા બેસતો ત્યારે મહારાજનો દમ નીકળી જતો. કુંડીબંધ રોટલી કે પૂરી ઉડાવી જનાર તરીકે શર્માને મહારાજે બરાબર ઓળખી લીધો હતો. શરૂઆતના એક મહિના દરમિયાન તો મહારાજને ફરી ફરીને રોટલીનો લોટ બાંધવો પડતો, પણ ત્યાર પછી તે સમજી ગયો હતો અને શર્મા માટે ખાસ સ્પેશિયલ 'ચોપડાં' ટાઈપની રોટલીઓ તે બનાવી રાખતો હતો ! સૌએ વાતો કરતાં કરતાં જમવા માંડ્યું.

"મહારાજ, અહીં પૂરી લાવજો." શર્માએ ભાણામાંની છેલ્લી પૂરી ખલાસ થતાં બીજી પૂરી માગી. મહારાજે આવીને નવી પૂરી પીરસી. એક પૂરીનો શર્માનો એક જ કોળીઓ થતો હતો. બધા તેના તરફ જોઇ રહ્યા. અત્યારે સૌને પાછો અસલ શર્મા દેખાયો.

"અહીં કઢી લાવજો." શાહે બૂમ પાડી.

"આપલ્યા જરા સાક આણી ચટણી વાઢા, મહા-રાજ." મડગાંવકરે પોતાની માગણી રજૂ કરી.

મહારાજે દરેકને માગણી મુજબ પીરસવા માંડયું. સૌ આનંદથી વાતો કરતા કરતા જમતા હતા.

"પૂરી લાવજો !" શર્માએ પહેલી થોકડી ચપાટી જઈ ફરી પૂરીઓ માગી. બધા આશ્ચર્યથી જોઈ રહ્યા. મહારાજે ફરીથી પૂરીઓ લાવીને પીરસી. શર્મા એકએક પૂરી ગળામાં મૂકતો જતો હતો અને વાત કરતો જતો હતો.

"અરેરે શાહ, મને—" એકાએક શાસ્ત્રીએ પ્રવેશ કર્યો અને કહેવા માંડયું.

"કેમ શાસ્ત્રી, આજે તું જમવા કેમ આવ્યો નથી ?" શાહે પ્રશ્ન કર્યો: "ચાલ, આવી જા."

"નહિ, નહિ." શાસ્ત્રી બોલ્યો: "આજે એકાદશી છે. મારે ઉપવાસ છે. એનો ભંગ થઈ શકે નહિ."

"હવે બહુ મોટો અગીઆરશવાળો ના જોયો હોય તો ! ચાલ ને છાનોમાનો !"

"નહિ બંધુ, મારા પરમ પૂજ્ય પિતાશ્રીએ ઉપવાસનું માહાત્મ્ય મને રૂડી પેરે સમજાવ્યું છે. ઉપવાસના અનેક ફાયદા છે."

"શાસ્ત્રી, આજે કઢી તો સું ચાંગલા બની છે ! મી તો બેચાર ચપ્પણિયાં પી જાઉં છું." મડગાંવકરે કઢીનો સબડકો મારતાં કહ્યું.

"નહિ રે ભાઈ, આપ સર્વ જમો."

"અરે, આ પૂરીનો સ્વાદ તો જો! મહારાજે નર્યાં ફુલકાં જ ઉતાર્યાં છે."

"આ મેથીનાં ભજિયાં તો કમાલ બનાવ્યાં છે. એકાદ તો ચાખી જો?"

"અને આ બટાકાનું શાક—"

"ક્ષમા કરો, મિત્રો! અત્યારે આપ મારી સમક્ષ પકવાન્ન ધરો તો પણ તે મારે નિરુપયોગી છે. હં, પણ શાહ! મારું અત્રે આવવાનું પ્રયોજન એ છે કે મને એક યુક્તિ સૂઝી છે. મારા પરમ પૂજ્ય પિતાશ્રી—"

"તારા પિતાશ્રીની વાત જવા દે ને!" મહેતા પૂરીનો કટકો મોઢામાં મૂકતાં બોલ્યો: "જરા આ કેસરી દૂધનો સ્વાદ તો જો!"

"નહિ બંધુ, એ દૂધ પણ કોઈ વસ્તુને અડકીને અજીઠું બન્યું હશે. આજે એકાદશીને દિવસે તો એવું લેવાય જ નહિ."

"આવું ટેસબંધ જમવાનું હોય તો હું છોડું જ નહિ."

"હવે મારું કથન શ્રવણ કરશો? શર્માજીને માટે મને એક અપ્રતિમ ઉપાય સ્ફુર્યો છે. મેં એ વિષય ઉપર પ્રકાશ પાડતાં અનેક પુસ્તકો વાંચી તેનો અભ્યાસ કર્યો છે. મજ્જાતંતુની વિકૃતિનાં કારણો અને તેના ઉપાયો વિષે પણ મેં વાંચ્યું છે. તે ઉપરથી હું કહેવાને સમર્થ છું કે જે પ્રકારે જ્ઞાનતંતુઓને ધોકો પહોંચ્યો હોય તે જ પ્રકારને પુનઃ અમલમાં મૂકવાથી જ્ઞાનશક્તિ પાછી મળી શકે છે."

"આનું ય ખસવા માંડયું લાગે છે!" પટેલ ભજિયું મોઢામાં

મૂકતાં બોલ્યો.

"આપ એકદમ નહિ માનો, પરંતુ આ બીના સત્ય છે." શાસ્ત્રીએ ખુલાસો કર્યો: "આ પ્રકારનાં અનેક ઉદાહરણો બની ગયાં છે. ડો. સોફ્ટના પુસ્તક ઉપરથી હું આ વિગત આપને કહી શકું છું. ડોકટર સ્વયં આવાં ઉદાહરણો જાણે છે. તેમની હોસ્પીટલમાં તેની નોંધ છે. એક મનુષ્ય ત્યાં આવેલો તે પોતાનું નામાભિધાન જ વિસ્મૃત થઈ ગયેલો. પાછળથી જણાયું કે તે ભયંકર ગુનેગાર હતો."

"એવાની યાદદાસ્ત તો ઝટ ગુમ થઈ જાય!" શાહ બોલી ઊઠયો.

"આપ શ્રવણ તો કરો. બીજો દાખલો એવો છે કે એક નોકર પાંચની નોટ લઈને પરચુરણ લેવા ગયો, પરંતુ પરચુરણ કયાં ગુમ થઈ ગયું તેની કંઈ વિગત આપી શકયો નહિ."

બધા ખડખડાટ હસી પડયા: હાહાહાહા!

"I say, શાહ!" શર્મા બોલ્યા: "થોકાંડ ભજિયાં લાવવાનું કહે ને!"

શાહે બૂમ મારી: "મહારાજ, શર્માને ભજિયાં મૂકજો."

મહારાજ ભજિયાં પીરસી ગયા એટલે પાછું શાસ્ત્રીએ શરૂ કર્યું: "બંધુઓ, આપણા શર્માજીએ સ્નાનાર્થે નદીએ પ્રયાણ કરેલું. ત્યાં નીચે ઊતરતાં ઊતરતાં લપસી પડેલા અને તેમનો મસ્તિષ્કપ્રદેશ શિલા સાથે અથડાએલો. હવે મેં કહ્યો તે સિદ્ધાન્ત ખરો માનતા હો તો આપણે શર્માજીને પૂર્વવત નદી ઉપર લઈ જવા જોઈએ અને કિનારેથી તેમને ધક્કો મારી ગબડાવી પાડવા—"

"એઇ, મને ગભડાવવાની વાત કરે છે ?" કહી તાજાં પીરસાએલાં ભજિયાંમાંથી એક ભજિયું ઉપાડી શર્માએ શાસ્ત્રીને ઠોકયું.

"ઉપહાસ નથી કરતો, બંધુ ! આપના ભલા ખાતર કહું છું. આપના શિર્ષ ઉપર ફરીથી પેલી શિલાનો પ્રહાર થાય તો—"

"ફરીથી ?" શર્માએ ભવાં ચઢાવીને બીજું ભજિયું લઇ શાસ્ત્રીને ઠોકયું ! બધા ખડખડાટ હસી પડયા. શર્માએ હવે ખાવાને બદલે એક પછી એક ભજિયાં શાસ્ત્રી ઉપર ફેંકવા માંડયાં. શાસ્ત્રી ગભરાઇને એકદમ ઊભો થઇ ગયો, પણ શર્મા તેને એમ છોડે તેવો ન હતો. પોતાની થાળીમાં લચકોદાળ હતી તે ઉપાડીને તેણે બરાબર શાસ્ત્રીના વાંસા પર ચોડી દીધી !

"ઓહ ! આ શું ?" કરતો શાસ્ત્રી નાઠો. જતાં જતાં તેનો વાંસો ભજિયાં અને લચકોદાળથી રંગબેરંગી બની ગયો હતો !"

બધાએ હસતાં હસતાં પાછા જમવા માંડયું. તે દિવસ જેવી જમવાની મઝા તેમને અગાઉ કદી પડી ન હતી !



## પ્રકરણ ૧૯મું

### અણધાર્યો પલટો!

તે દિવસે સાંજે બધા શર્માને લઈને કોલેજના દરવાજા આગળ સહેજ લટાર મારવા ગયા. હજી તેની યાદશક્તિમાં કંઈ ફેર પડયો ન હતો, તેથી તેને એકલો છોડવાનું કોઈને

યોગ્ય લાગતું ન હતું.

રણછોડની હોટલ દેખાતાં જ પટેલે પૂછ્યું: "ભૂખ લાગી છે, શર્મા ?"

"હા. લાગી છે, ખરી." શર્માએ આમતેમ ડોળા ફેરવતાં કહ્યું. તે હવે સાજો થતો હતો એ ચોકસ હતું. માત્ર તેની યાદશક્તિ જ ગુમ થઈ ગઈ હતી. કદાચ હવે તે પાછી ન પણ આવે એમ સૌ માનતા હતા. વળી શર્મા આવો જ રહે તો સારું એમ પણ ઘણા ઇચ્છતા હતા. કારણ કે અસલ સ્વભાવનો શર્મા તો બધાને તોબાહ પોકારાવતો હતો એટલે સર્વે તેનાથી કંટાળી ગયા હતા.

પ્રથમ તો એ દરેક પાસે ઉછીના રૂપિયા માગ્યા જ કરતો. પોતાનું મનીઓર્ડર આવવાનું છે એ બહાનું તેણે એટલી બધી વાર કાઢેલું કે એ તો એનું 'પેટન્ટ' જ થઇ ગયું હતું. વળી કોઈ હોટલમાં જાય કે ભાઈસાહેબ તરત તેની પછવાડે ઘૂસી જતા અને એકાદ કપ ચા અને ગાંઠીઆ કે ચેવડો મોઢે માગીને પણ લીધા વિના રહેતા નહિ. એનું પેટ આખા દિવસમાં અનેક પ્રકારની ઘન અને પ્રવાહી વાનીઓ સ્વીકારતું અને તે બધાને થોડી જ વારમાં હજમ કરી નાખતું. પરંતુ અત્યારના શર્માના સ્વભાવમાં ઘણો ફરક પડી ગયો હતો.

શાહે પ્રશ્ન કર્યો: "હોટલમાં જઈશું ?"

શર્મા બોલ્યો: "હા, ચાલો. કંઈક લઈએ."

બધા હોટલમાં જઈને બેઠા. આકાશમાં વાદળાં ઘેરાયાં હતાં. બધાએ ધીમે ધીમે ચા અને ચેવડો ગળે ઉતારવા માંડયાં.

શર્માએ પોતાના મૂળ સ્વભાવ પ્રમાણે ચેવડાના ફાકડા મારવા શરૂ કરી દીધા હતા.

શાહે બધાનું બીલ ચૂકવ્યું. સૌ જવાની તૈયારી કરતા હતા એવામાં વરસાદ એકાએક તૂટી પડયો. ઠંડો પવન ફૂંકાવા માંડયો. ચૂંચી આંખોએ શર્માએ વરસાદ સામે જોવા માંડયું.

તે બોલ્યોઃ "વરસાદ તો ખૂબ પડવા માંડયો."

"હા, આપણે દોડીને જતા રહેવું પડશે."

"I say—"

"હં. શું કહે છે, શર્મા, અટકી કેમ ગયો ?"

"મારે વરસાદમાં પલળવું નથી." તે બોલ્યો.

શાહને હસવું આવ્યું.

"આપણને કોઈને પલળવાનું ગમે નહિ" શાહ બોલ્યોઃ "પણ આપણે દોડી જઈશું એટલે બહુ પલળીશું નહિ. Come on, ચાલ."

"હા....પણ....તમે કોઈ દોડી જઈને છત્રીઓ ના લઈ આવો ?" શર્માએ મોઢું પહોળું કરી કહ્યું.

બધા તેના તરફ જોઈ રહ્યા. શર્મા તેના અસલ સ્વભાવ ઉપર આવી ગયો હતો. પોતે પલળીને છત્રી લઈ આવે તે વિષે કોઈને કંઈ લાગતું ન હતું. પણ શર્મા પોતાના મૂળ સ્વભાવ ઉપર આવતો જતો હતો, તેથી સૌને આશ્ચર્ય થતું હતું. તેની યાદશક્તિ પાછી આવતી ન હતી પણ તેનો અસલ સ્વભાવ જરૂર પાછો આવતો હતો !

"એમ કર શર્મા, તું દોડી જઈને છત્રીઓ લઈ આવ."

શાહે ઉપાય સૂચવ્યો.

"જાણે....જાણે....એમ છે ને, કે હું કંઈ ખાઉં કે તરત મારાથી દોડી શકાતું નથી !" શર્માએ ખુલાસો કર્યો.

"ત્યારે હું જ જઈને લઈ આવું છું." શાહ બોલ્યો: "તમે બધા બેસી રહેજો. ત્રણચાર છત્રી લેતો આવું છું."

"કપાળ તારું !" મહેતા બોલ્યો: "અમે ભલે પલળતા ! અમે અહીં બેસી રહેવાના નથી. શર્માને બેસવું હોય તો ભલે બેસે. એને કંઈ બીજું ખાવું હોય તો ખાવા દે. વરસાદ રહે ત્યાં સુધી એ ભલે અહીં બેઠો. આપણે ચાલો ને !"

"તો તમે જાઓ." શર્માએ કહ્યું: "હું બીજી એકાદ ડીશ ચેવડો અને એકાદ ડીશ ગાંઠીઆ લઈશ અને થોડાં બિસ્કુટ હશે તો ચાલશે."

"ઠીક ત્યારે." શાહે કહ્યું: "રણછોડ, શર્માને જે ખાવું હોય તે આપજે અને બધું બીલ મારે નામે કરજે. શર્મા, તારે જેટલું ખાવું હોય એટલું ખાજે !"

આમ કહી શાહ બધા સાથે જવા તૈયાર થયો. સૌએ પોતાના કોટના કોલર ઊભા કરી નાખ્યા અને બટન ભીડી દીધાં. ત્યાંથી દોડીને બધા મુખ્ય રૂમમાં પહોંચી ગયા.

રૂમમાં બીજા કોલેજિયનો પણ વરસાદથી કંટાળીને ગપ્પાં મારતા બેઠા હતા. બધા એકઠા થયા એટલે પેસીએ દરખાસ્ત મૂકી: "હું એમ કેઉંચ, કે આપરે બધા ઇજિપ્શિયન મમીઝની કાની બેસી રહીએ તેને બદલે જરા ફુતબોલ રમીએ તો ? આય રૂમ મઝેની છે. અમુ લોક કેવું રમીએચ તે તમુને દેખારું."

"રમ્યા તમે, કપાળ!" પટેલે હાથનો ચાળો કરી કહ્યું: "તું કેવું રમે છે તે અમને ખબર છે. બાકી અત્યારે અહીં રમવામાં મઝા પડશે ખરી."

"હા. પણ ખૂબ ધીમેથી રમીશું ત્યારે. જરાય અવાજ થવો ના જોઇએ. મારી પાસે ફુટબોલ છે તે લઇ આવું છું." કહી દેશાઈ ગયો.

બધાએ સઘળું આઘુંપાછું ખસેડી જગ્યા કરી. એટલામાં દેશાઈ ફૂટબોલ લઇ આવ્યો. એક જણે ઠાલું બારણું વાસ્યું. ત્યાર બાદ બે પાર્ટીઓ પડી ગઇ અને રમત શરૂ થઈ. માત્ર ગમ્મત અને આનંદ ખાતર જ તેઓ અત્યારે રમતા હતા. રૂમનું બારણું તથા સામેની દીવાલ એમ બન્ને બાજુઓ ગોલ (goal) તરીકે ગણી હતી. બન્ને પક્ષનાં બળ મજબૂત હતાં, એટલે થોડી વારમાં જ રમત રસાકસીભરી જામી. ફૂટબોલ આમથી તેમ ઊછળવા માંડયો.

જરા વારે બારણું ઊઘડયું અને શર્મા દાખલ થયો. તેણે ચશ્માંમાંથી આમતેમ ડોળા ફેરવી જોવા માંડયું. તેના આગમનની કોઈને ખબર ન હતી એટલે એ બાજુથી ફૂટબોલને લાત પડી તેવો જ તે બરાબર શર્માની સામે ઊછળ્યો. ફૂટબોલ છૂટયા પછી જ બધાને શર્માના આગમનની ખબર પડી. પણ હવે કંઇ ઉપાય ન હતો. એકાએક બધાના મોઢામાંથી ચીસ નીકળી ગઈ. પણ હવે બહુ મોડું હતું. ફૂટબોલ ઊછળીને ધડાક દઇને શર્માની હડપચી ઉપર વાગ્યો અને તે ચત્તોપાટ નીચે ગબડી પડયો!

"રમત બંધ કરો!" શાહે બૂમ પાડી. બધા શર્માની આસપાસ ભેગા થઈ ગયા. શર્મા પાસે દોડી જઇ શાહે તેનું

માથું પોતાના ખોળામાં લીધું. ફૂટબૉલથી કંઈ ઈજા થાય તેમ ન હતું, પણ શર્મા પોતાના ભારે શરીરને લીધે જમીન ઉપર સખત પછડાયો હતો અને તેનું માથું ભીંત સાથે અફળાયું હતું.

શર્મા હાલ્યાચાલ્યા વિના પડી રહ્યો.

"બિચારાને સખત વાગ્યું લાગે છે." પટેલે નિઃશ્વાસ નાખી કહ્યું.

દરેક જણના ચહેરા ઉપર ચિંતાની રેખાઓ છવાઈ ગઈ. બીજા કોઈ પ્રસંગે તેઓએ ઝાઝી દરકાર કરી ન હોત, કારણ કે હૉસ્ટેલમાં દરેક જણ મર્દાનગીભરી રમતો રમવામાં આનંદ લેતા, તેથી બધા અથડાઈકૂટાઈને રીઢા બની ગયા હતા; પરંતુ શર્માની શારીરિક સ્થિતિ અત્યારે સારી ન હતી. તેણે યાદદસ્ત પણ ગુમાવી હતી. આ નવા આંચકાથી વળી બીજું શું થશે તે કંઈ કહી શકાય તેમ ન હતું.

"શર્મા, ભાઈ, કેમ છે તને?" શાહે શર્માનું માથું ઊંચું કરી પ્રશ્ન કર્યો.

શર્મા તરફથી કંઈ જવાબ મળ્યો નહિ. તે બેભાન થઈ ગયો હતો!

"બિચારા શર્માની દશા બેઠી દીસતે!" મડગાંવકર દયા ખાતાં બોલ્યો: "એક દરદ મટયા છે નથી અને બીજા તૈયાર થઈને ઊભા છે."

"તમે જો ઊંચકવા લાગો તો આપણે તેને રૂમમાં લઈ જઈ સુવાડીએ" શાહે સૂચના કરી: "ત્યાં તેના માથાનો ઘા જરા ધોઈશું. તેમ છતાં પણ તે ભાનમાં નહિ આવે તો પછી ડૉક્ટરને બોલાવવા પડશે."

"હા, હા. ચાલો એને લઈ જઈએ."

બધાએ મળીને શર્માને ઊંચકયો. શર્માનું વજન ખાસ્સું મજાનું—૨૦૦ રતલ ને એક અધોળ ઉપર હતું. એટલે આઠ જણે તેને ઊંચકયો તો ય બધાના ટાંટીઆ ઘેરીઆ રમવા લાગ્યા. હાંફતાહસતા બધા શાહની રૂમમાં પહોંચ્યા અને બહુ જ સંભાળપૂર્વક શર્માને આરામખુરશીમાં ગોઠવ્યો. એટલી વારમાં તો બધાના ખભા પણ રહી ગયા હતા.

એક જણે શર્માનો કૉલર ખોલી નાખ્યો. શાહ પાણી ભરી લાવ્યો અને તેનું પોતું કરી શર્માના કપાળ ઉપર ફેરવવા માંડયું.

"તમે બધા અહીંથી ખસી જાઓ." શાહે આસપાસ વીંટાઇ વળેલા છોકરાઓને દૂર ખસેડતાં કહ્યું: "જરા ખુલ્લો પવન આવવા દો એટલે એને કંઈક અસર થાય."

કેટલાક જણ ત્યાંથી ચાલ્યા ગયા. રૂમમાં માત્ર ત્રણચાર જણ રહ્યા. થોડાક બહાર બારણા આગળ ઊભા રહી શું પરિણામ આવે છે તે જોવા લાગ્યા.

પાણીનું પોતું ફેરવ્યા પછી કેટલીક વારે શર્માએ આંખો ઉઘાડી. શર્મા પછડાયો તે વખતે તેના ચશ્મા પણ દૂર જઈને પડયા હતા, એટલે ચશ્મા વગર તેણે આમતેમ જોઈ, ડાફરિયાં મારવા માંડયાં.

હવે શાહે છૂટકારાનો દમ ખેંચ્યો.

"ભાન આવ્યું ખરું!" તે બોલ્યો.

"તે માટે આપણે ભગવાનનો ઉપકાર માનવો જોઈએ."

શર્માએ ચારે બાજુએ નજર ફેરવી. શાહ સામે જોઈને

તેણે કહ્યુંઃ "I say...."

"શર્મા, સૂઈ રહે." શાહે ધીમેથી કહ્યું: "તને પાછું માથામાં વાગ્યું હતું. પણ હવે મટી જશે."

"એ બધાં....તારાં....જ....કારસ્તાન હતાં!"

"શું ?"

"તારાં જ મૂળ વઢાયાં લાગે છે. તમે બધા મારી પાછળ દોડયા અને તેથી મારે નદીનો ઢાળ જલદીથી ઊતરવો પડયો; એટલે હું ગબડયો અને મને માથામાં વાગ્યું !"

"નદીનો ઢાળ ?"

"હાસ્તો." શર્માએ કંઈક ગુસ્સાથી કહ્યું: "મને આવી ખબર હોત તો હું બીજે વારે નાહવા ના જાત ? પણ તમે બધા ગધેડા ભેગા થયા એટલે મારી આ સ્થિતિ થઈ !"

ચોંકીને બધા શર્મા સામે જોઇ રહ્યા. તેણે ફરીથી પોતાની યાદશક્તિ ગુમાવી હતી કે હવે તે સાવ દીવાનો થઈ ગયો હતો, કે તેને બીજું કંઈ થયું હતું ?



## પ્રકરણ ૨૦મું

### શાસ્ત્રી ખરું કહેતો હતો !

શર્માનું કહેવું સાંભળી શાહ તો સડક જ થઇ ગયો. તેણે આવા શબ્દોની આશા રાખી ન હતી. તેને ખૂબ આશ્ચર્ય થયું હતું.

શર્મા ફફડાટ કરતો કરતો માથાના ઢીમણા ઉપર હાથ ફેરવતો હતો. તે પણ ગૂંચવાઈ ગયો હતો. તેને સંપૂર્ણ ભાન આવી ગયું હોય તેમ લાગતું હતું.

"મારા ઉપર આ પાણી કોણે ઢોળ્યું છે?"

"હું...હું.... તને પોતાં મૂકતો હતો." કંઇક ગૂંચવાઈને શાહ બોલ્યો.

શર્માએ ઉંહકારો કર્યો.

"તો પછી ટુવાલ આપ ને!" શર્માએ રોફથી કહ્યું. પટેલે ગુપચુપ તેને ટુવાલ આપ્યો. એટલે તેણે માથું અને મોઢું લૂછી નાખ્યાં અને ટુવાલ બાજુ પર ફેંકી દીધો.

"મારા ચશ્મા કયાં છે?" તેણે દમથી પૂછવા માંડયું.

"આ રહ્યા."

શર્માએ પોતાના નાનકડા જાડા નાક ઉપર ચશ્મા ગોઠવ્યા અને બધા સામે મોઢું ચઢાવી નજર નાખી.

"મને તો માથામાં મોટું ઢીમણું થયું છે. કોણ જાણે કયારે ય મટશે?" તેણે ઢીમણા ઉપર હાથ ફેરવતાં કહ્યું.

"ઢીમણું દુઃખે છે?"

"વાહ, તું ય અક્કલનો ઈસિકોતરો લાગે છે! નદીના ઢાળ ઉપરથી ગબડીએ અને પથ્થરમાં માથું કૂટાય તે દુખ્યા વિના રહે ખરું કે? અક્કલ છેક જ ગીરો મૂકી લાગે છે!"

બધાએ એકબીજા સામે આંખની ઈશારત કરી. શું થયું તે સૌ સમજી ગયા હતા. શર્મા બીજી વાર ભાનમાં આવ્યો ત્યારે તેની યાદશક્તિ પાછી આવી ગઈ લાગતી હતી. શાસ્ત્રી ખરું જ

કહેતો હતો. વિજ્ઞાનના પુસ્તકમાંથી એણે જે મુદ્દો તારવ્યો હતો તે કંઇ છેક જ ખોટો ન હતો. શર્માએ પોતાની યાદશક્તિ પાછી મેળવી હતી, પણ યાદશક્તિ ગુમાવ્યા પછી શું શું બની ગયું તે તમામ તે ભૂલી ગયો હતો. નદીના કિનારા આગળ પડી ગયા પછીના બનેલા બનાવો વિસ્મૃત થઇ ગયા હતા. આ બીના આશ્ચર્યકારક પરંતુ સત્ય હતી.

બધાએ હવે શર્માને તમામ ખુલાસો કહેવાનો વિચાર કર્યો. પણ શું કહેવું તે સમજાયું નહિ. કંઇક ખુલાસો તો કરવો જ જોઈએ, કારણ કે શર્મા ખૂબ ગૂંચવાઈ ગયેલો જણાતો હતો.

"I say" શર્મા બોલ્યો: "આ બધું છે શું ? મને કંઈ સમજણ પડતી નથી. હું નદી આગળ પડી ગયો ત્યાર પછી શું થયું તે મને કંઈ યાદ નથી."

"તું પડી ગયો એટલે તને માથામાં વાગ્યું."

"પણ ભલા આદમી, કોઈ ડોકટરને તો બોલાવવો હતો ?"

"પણ...."

"ભાઇબંધ તો જબરા છે ! કોઈને બિચારાને વાગે ત્યારે આવી જ સંભાળ લેજો ! વાહ, ભાઇ વાહ ! હં, મારી કંઈ ટપાલ આવી છે ?"

"તારી ટપાલ ?"

"કેમ ? મારી ટપાલ ના આવે ? કંઈ આશ્ચર્ય પામવા જેવું લાગે છે ? વાત એમ છે કે મારું એક મનીઓર્ડર આવવાનું હતું." શર્માજી હવે અસલ રંગ ઉપર આવી ગયા.

મનીઓર્ડરનું નામ સાંભળી બધા ખડખડાટ હસી પડયા.

"તમે બધા હસો છો ? મશ્કરી માનો છો ? સાચેસાચ હું આજકાલ મનીઓર્ડર expect કરું છું. હં, વારુ, અહીં કેટલા વખતથી હું સૂતો છું ?"

"માત્ર થોડીક મિનિટોથી જ તું અહીં છે." શાહે ખુલાસો કર્યો.

"પણ મને જરા વધારે વખત થયો લાગે છે." શર્મા આમતેમ જોતાં બોલ્યો: "આ કેલેન્ડરમાં શુક્રવારનો શનિવાર કોણે ફેરવી નાખ્યો ?"

સૌની નજર કેલેન્ડર ઉપર પડી.

"આજે શનિવાર થયો."

"વાહ, વાહ, આજે કયો વાર થયો તે પણ હું નહિ જાણતો હોઉં, ખરું ? અલ્યા, તમે બધાને બનાવી જશો પણ શર્માને ન બનાવી શકો !"

શાહનો ચહેરો હસુંહસું થઈ રહ્યો.

"આજે શનિવાર જ છે, શર્મા !" તેણે ધીમે સાદે ખુલાસો કર્યો: "તું માંદો છે એટલે–"

"માંદો ?"

"હા."

"કપાળ તારા બાપનું !"

"સાંભળ તો ખરો ! તારી યાદશક્તિ ગુમ થઈ ગઈ છે !"

"મારી યાદશકિત ? અને ગુમ થઇ જાય ? તું ભીંત ભૂલ્યો લાગે છે, શાહ ? કોઈ ઓર ઘર ઢુંઢીઓ !"

"શર્મા, આ મશ્કરી નથી." શાહે જેમતેમ તેને સમજાવવા માંડયો. શર્માના વિચિત્ર વર્તનથી તેને ગુસ્સો તો ખૂબ ઊપજ્યો હતો, પણ મહામુશ્કેલીએ તેણે શાન્તિ જાળવી હતી.

"બહુ સારું. મશ્કરી નહિ હોય, ઠઠ્ઠો હશે !" શર્માએ કટાક્ષપૂર્વક કહ્યું.

"પ્રિય બંધુ !" શાસ્ત્રી હવે વચ્ચે પડયો. "મિત્ર શાહ સત્ય જ વદે છે. તેમણે આપની સમક્ષ જે બ્યાન રજુ કર્યું છે તે અક્ષરશઃ સત્ય જ છે. અમે કદી આપને અસત્ય કથન કથીએ જ નહિ."

"ઓહોહોહોહોહોહો ! આ મોટા સત્યવાદીના પૂછડા આવ્યા !" શર્મા મજાકમાં બોલ્યો: 'જાણે હરિશ્ચંદ્રના અવતાર !"

"આય દીકરો તો તુંને ફરીથી નદી ઉપર લેઈ જઈ નદીના ઢાલ ઉપરથી ગબરાવી પારવાની સલાહ આપતો ઉતો !" પેસી વચ્ચે ટપકી પડયો.

"મિત્રવર્ય, પેસ્તનજી સત્ય વદે છે." શાસ્ત્રીએ ખુલાસો કર્યો: "કિંતુ એ પ્રકારની સલાહ આપવામાં મારો આશય બૂરો ન હતો. વધુ માટે એ વિષય ઉપર ડૉ. સોક્રટનું વૈજ્ઞાનિક પુસ્તક જોવું હશે તો હું આપને લાવી આપીશ. એ પુસ્તકમાં સ્પષ્ટ કથેલું છે કે જે પ્રકારે અકસ્માતનો ઉદ્દ્ભવ થયો હોય તે જ પ્રકારે પુનઃ વર્તાવ કરવાથી અસલ સ્થિતિને પ્રાપ્ત કરી શકાય છે !"

"એટલે સમજીયો ને શર્મા, એ કહેચ કે તુંને ફરીથી નદીની રેતીમાં લઈ જઈને પછારવો જોઈએ !" પેસીએ શર્માને

સળી કરી!

"ગદ્ધા!" શર્માએ શાસ્ત્રી સામે ડોળા તતડાવી બૂમ મારી.

શાહ મામલો સમજી ગયો અને તેણે તરત જ શાસ્ત્રીને ત્યાંથી બહાર કાઢયો. શર્માની યાદશક્તિ પાછી આવી ગઇ છે એ સમાચાર વાયુવેગે આખી હૉસ્ટેલમાં ફેલાઇ ગયા હતા એટલે ધીમે ધીમે કોલેજિયનોનાં ટોળાં શર્માને જોવા આવતાં હતા. ભગુ પણ આવી પહોંચ્યો. શર્માએ તેની ઝાઝી દરકાર કરી નહિ.

"ત્યારે તું ઠેકાણે આવ્યો ખરો." ભગુ બોલ્યો.

"હા."

"આ બધા તારા ઢોંગ જાણી ગયા ખરા!"

"શુંઉંઉં?"

ભગુએ બધાની સામે જોઈ પ્રશ્ન કર્યો: "તમે એનો ઢોંગ ન પકડયો? હું તો પ્રથમથી જ જાણતો હતો કે એ બેઠોબેઠો તમને બધાને બનાવ્યા કરે છે; પણ તમારી આંખ ઊઘડતી ન હતી. મેં તમને કહ્યું ન હતું?"

શાહ બોલ્યો: "તેં કહ્યું હતું ખરું; પણ એ ઢોંગ કરતો ન હતો. પણ હવે તેને તદ્દન આરામ થઈ ગયો છે, એટલે તને સૌ આનંદ થવો જોઈએ."

"એણે મને વાત જ કરી નહિ ને!" ભગુએ જૂની વાત તાજી કરી: "મેં તેને ફોડવા માંડયો. પણ એને માતેલા સાંઢના જેટલું ખાવાપીવાનું મળતું હોય એટલે શાનો માને? પછી મને અડધો ભાગ આપવો પડે ને! તમે તો એને પકડી શકયા

નહિ. ત્યારે એ પકડાયો શી રીતે ? કે પછી તેં ગભરાઇને ઢોંગ મૂકી દીધો ?"

"શું ?" શર્માને હવે ગત બનાવોનો કંઈક ખ્યાલ આવવા લાગ્યો હતો: "મોતેલા સાંઢ જેટલું ખાવાનું ?"

"હાસ્તો વળી." ભગુએ કહ્યું: "આ બધા તો તને પેટ ભરીને ખવાય તેટલું ખવડાવતા હતા, તું મૂર્ખા જેવો, કે આવો સરસ રંગ જામ્યો હતો ત્યાં અધવચ બધું છોડી દીધું ! હું તો ઢોંગ છોડું જ નહિ !"

કંઈક નિરાશ વદને શર્મા ભગુ તરફ જોઈ રહ્યો. ભગુ હજી કંઈ પણ ખરું માનતો ન હતો. પણ શું બની ગયું હશે તેનો શર્માને ખ્યાલ આવી ગયો હતો. પોતે કોઈની વાત માની નહિ અને જાતે જ પોતાની યાદશક્તિ પાછી આવ્યાની ખાતરી આપી દીધી તે માટે હવે તેને પસ્તાવો થવા માંડયો. પોતે ઢોંગ શરૂ કરી દીધો હોત તો ? કેવી મઝા આવત ? પોતાને કેવું જમવાનું મળત ? બધા કેવા તેની તહેનાતમાં હાજર જ રહેત ? આ બધા વિચારો તેના મગજમાંથી પસાર થઈ ગયા.

શા માટે પોતે આટલી બધી ઉતાવળ કરી ? તે પોતાના ઉપર જ ચિઢાયો. પોતે ઉતાવળ ના કરી હોત અને ધીરજપૂર્વક બધું જાણી લીધું હોત તો અત્યારે બધા ખડે પગે તેની પાસે હાજર રહેત, તેની સંભાળ લેત અને તેને જે ખાવું હોત તે —ચેવડો, બિસ્કુટ, ગાંઠીઆ વગેરે—પેટ ભરીને ખાવા મળત. પણ અત્યારે શર્માના મગજમાં આવા વિચારો પસાર થાય છે એ કોઇનાથી છૂપું રહ્યું નહિ. તેના ચહેરા ઉપર થતા ફેરફારથી સૌ સમજી ગયા અને ધીમું ધીમું હસવા લાગ્યા.

એકાએક શર્માએ કપાળ ઉપર હાથ દબાવી બૂમ પાડી : "I say મને....મને....માથામાં કંઈ થાય છે !"

શર્માએ શરૂ કર્યું. પણ બધા તરત સમજી ગયા. આખી રૂમ હાસ્યધ્વનિથી ગાજી ઊઠી.

શર્મા ચાટ પડી ગયો.

"તું તો તદ્દન ગધેડા જેવો છે." ભગુએ ઠપકો આપતાં કહ્યું: "લ્યો, બોલ્યા! માથામાં કંઇ થાય છે! એમ હવે કોઈ સાચું માને? પહેલેથી એક અઠવાડિયું લંબાવતાં શું ચૂંક આવતી હતી? મને કહ્યું હોત તો હું તને મદદ કરત. પહેલાં મેં તને કહ્યું ત્યારે તો ભાઈસાહેબ મોઢું ધોવા રહ્યા હતા !"

શર્મા હવે ચિઢાયો. તેણે ભગુને સનનન દઈને તંમાચો ચોઢી કાઢયો. મામલો વધી પડત, પણ પટેલ વચ્ચે પડયો અને ભગુને પકડીને રૂમ બહાર કાઢી મૂકી આવ્યો. શર્માએ પાછું ઝીણી આંખોએ બધા સામું જોઈ શરૂ કર્યું: "I say, મને લાગે છે કે હું ફરી પાછો ઊથલો ખાઈશ !"

શર્માએ બની શકે એટલો કૃત્રિમ દેખાવ ધારણ કર્યો. પણ તેથી તો બધાને વધુ ને વધુ પેટ પકડીને હસવું આવ્યું. સૌ હસતાં થાકી ગયા.

"I say, હું તમને બધાને ભૂલી ગયો છું! શાહ, તને તો હું ઓળખતો જ નથી. તારું નામ તો મને ખબર જ—"

શર્માના વાક્યે વાકયે હાસ્યનાં મોજાં ઊછળતાં હતાં. હવે કોઈ તેનું માને તેમ ન હતું.

"આમ જુઓ, યુ ગદ્ધાઓ, મને....મને....કં....." શર્મા ચિઢાઈ ગયો. હવે તેણે ઢોંગ જ કરવા માંડયો છે એમ સૌ જાણી ગયા હતા એટલે તેના એકેએક બોલે ખડખડાટ હસી પડતા હતા! શર્મા થાકયો, એટલે બધા હસતા હસતા વિખેરાવા માંડયા!

શર્મા તેમની પાછળ જોઈ રહ્યો. હવે તેની સંભાળ લેનાર કોઈ ન હતું. તેની દરકાર પણ કોઈ કરતું ન હતું! ગરીબ બિચારો લંબોદર શર્મા!



જે કોઇ આ લંબોદર શર્માનું પ્રતિદિન દર્શન કે વાંચન કરશે–કરાવશે તેની તમામ અલાબલા જશે તેનો જઠરાગ્નિ પ્રદીપ્ત થશે અને તેનું ઉદર લંબ–ઉદર બનશે તે નક્કી સમજવું–ઇતિ.

આ વાર્તાનાં પાત્રો કલ્પિત છે.
મ્હેં૰ કરી કોઈએ બંધ-
બેસતી પાઘડી પહેરી ન લેવી.

પ્રેમશૌર્ય ગ્રંથાવલિ-૧

# નીલકંઠનું બાણ

ખેડા જિલ્લાનું સુપ્રસિદ્ધ પત્ર "કર્મભૂમિ" લખે છે:

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ ઉચ્ચ પ્રકારના લેખક–વિવેચક ઉપરાંત નવલકથાકાર તરીકે પ્રખ્યાત અને લોકપ્રિય થયા છે. ઐતિહાસિક નવલ-કથાના લેખનની સિદ્ધિ એમને વરેલી છે. 'નીલકંઠનું બાણ' એ પુસ્તક એ હકીકતનો વધુ પુરાવો છે.

સોલંકી વંશના ગુજરાતના સુવર્ણ યુગના એક રાજવી મૂળરાજદેવના પુત્ર ચામુંડના પાછલા જીવનની કથાવસ્તુ આ નવલકથામાં ગૂંથવામાં આવી છે. પાત્રાલેખન અને કથાનિરૂપણ ઘણું સુંદર થયું છે, અને વાર્તાનો રસ-પ્રવાહ એકસરખો વહે છે. ચામુંડ તેની પત્નીના અવસાન પછી સખ્ત વૈરાગ્યનું પાલન કરતો અને કાયાકષ્ટ ભોગવી સંયમ સેવતો; પરંતુ ઉજ્જનની નર્તકી મલ્લિકા નજરે પડી તે સમયથી જ ચામુંડના સંયમવર્તી માનસસરોવરમાં તોફાનનાં બીજ રોપાયાં અને તેનું ઉત્તરોત્તર પતન થવા લાગ્યું. વિકૃત મનોદશાને કારણે એની મહાન નૈતિક ભૂલ થઈ, જેનું પરિ-ણામ ગાદીત્યાગમાં અને છેવટે જીવનવિસર્જનમાં આવ્યું. એક નર્તિકાના દર્શન પછી એક મહાન રાજવીનું જીવન મનોભ્રમ અને જાતછેતરામણની ભુલભુલામણીમાં કેવું ફસાઇ પડયું અને તેનો કેવો કરુણ અંજામ આવ્યો એનું નિરૂપણ માનસશાસ્ત્રના અભ્યાસીઓને પણ રસ પડે એવી રીતે લેખકે કર્યું છે. લેખક–પ્રકાશકને આવા સુંદર પુસ્તક માટે ધન્યવાદ આપીએ છીએ અને અમારા વાંચકોને તથા ગુજરાતનાં પુસ્તકાલયોને આ પુસ્તક વસાવવાની સહર્ષ ભલામણ કરીએ છીએ. **કિં. રૂા. ૩ા**

ગાં ડી વ

# પરાધીન

આ નવી સામાજિક રસાળ નવલકથામાં સત્તરઅઢાર વરસનો એક જુવાન વડીલોના ઠપકાથી ઘર છોડીને નાસી જઈ મોટા શહેરમાં કેવા ચિત્રવિચિત્ર અનુભવોમાંથી પસાર થાય છે, અને દરમ્યાન તેના વડીલો કેવી વેદના ભોગવે છે તેનો હૃદયદ્રાવક ચિતાર આપવામાં લેખકે અતિશય કળા વાપરી છે અને વાર્તા એક નાકેથી શરૂ કરીએ એટલે પૂરી કર્યા શિવાય ચેન પડતું નથી. રમા, મનોરમા અને દુર્ગાનાં પાત્રો ઘણાં રમ્ય છે. તે ઉપરાંત રામતારણ ડોસાનું પાત્ર તો વાહ વાહ પોકરાવે તેવું ચિતરાયું છે. તદ્દન સ્વચ્છ આ નવલકથા દરેક શિક્ષિત ઘરમાં વસાવવા–વાંચવા–વંચાવવા જેવી છે, કેમકે તેનાથી દરેક કુટુંબમાં પરસ્પરની સાંકળ વધારે મજબૂત અને ઘાટી બનશે. કિં. માત્ર ૩।। રૂ.

બધા સૂક્ષ્મ ભાવોને લેખક સરળતાથી નિરૂપી શક્યા છે, એમાં જ તેમની સિદ્ધિ છે. **માનવહૃદયનું આવું સુભગ દર્શન શરદબાબુ સિવાય બીજે ક્યાંય જોયું નથી.** રામતારણ ઘોષાલનું પાત્ર એવું તો જીવંત બન્યું છે કે ભૂલવા મથીએ તો યે ભૂલાય નહિ.

[ **જન્મભૂમિ** : તા. ૮–૧૧–૪૪

ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત

અને એક ખાનગી વાત કહું. મારું એક મનીઓર્ડર ટૂંક વખતમાં આવવાનું છે. એટલે આપની પાસેથી પણ રૂ. ૨) મને હાલમાં મળે એવી માગણી કરું છું. મ. ઓ. આવશે એટલે હું તે તરત પાછા કરી દઈશ. તે વિષે જરા પણ અંદેશો રાખશો નહિ. મુંબઈમાં મરીન ડ્રાઈવની દીવાલ પર મને મળજો. ત્યાં હું રોજ સાંજે હવા ખાવા બેસું છું.

લિ. આપનો પૈસાધીન
લંબોદર શર્મા



## ચાલબાજી

લંબુભાઈ—મોટાભાઈ ગમે તેમ કહે, અને પેલા ઉલ્લુઓ ગમે તેમ માને, પણ હું તો માનું છું કે આ બધી એક ભયંકર ચાલબાજી જ હતી. અને યાદ રાખજો, કે કોઈક દહાડો પણ પાકો પુરાવો મેળવીને હું એ વાતનો ભેદ ફોડી નાંખવાનો છું. નહિ તો મારું નામ ભગુ શર્મા નહિ!

લિ. આપનો ક્રોધાધીન
ભગુ શર્મા

